(૧૪) ૧૯૨૧ ના વરસમાં ખેતી કરનારની સંખ્યા

| | | |
|---|---|---|
| અમદાવાદ જીલ્લામાં | | ૩,૭૦,૦૪૫ |
| ભરૂચ | ,, | ૨,૦૨,૫૭૩ |
| ખેડા | ,, | ૫,૧૧,૨૬૮ |
| પંચમહાલ | ,, | ૨,૯૪,૮૭૫ |
| સુરત | ,, | ૩,૯૯,૧૮૮ |

તો એકંદર ગુજરાતમાં ખેતી કરનારની સંખ્યા કેટલી? કયા જિલ્લામાં સૌથી વધારે ખેતી કરનારની સંખ્યા છે અને તે કેટલી વધારે છે?

# પ્રકરણ ૧૦ મું.

## ૧. ગુણાકાર.

## પુનરાવર્તન.

### મનોયત્ન.

**નીચેના દાખલાના જવાબ કાઢો:**

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) | ૭૮૯ × ૬ | (૫) | ૬૮૪૩ × ૭ | (૯) | ૩૫૯ × ૨૦૦ |
| (૨) | ૨૫૬૩ × ૮ | (૬) | ૬૪૫૭ × ૪૦ | (૧૦) | ૩૦૪૭ × ૭૦૦ |
| (૩) | ૨૦૦૭ × ૯ | (૭) | ૫૮૭ × ૮૦ | (૧૧) | ૨૭૩ × ૫૮ |
| (૪) | ૩૮૭ × ૪૬ | (૮) | ૫૪૩ × ૮૭ | (૧૨) | ૩૫૬૮ × ૭૯ |

### ૨. ગુણક ત્રણ અંકનો.

ગુણકના બે અંકના દાખલા થઇ ગયા છે. હવે ગુણકમાં ત્રણ અંક હોય તોપણ તેજ મુજબ દાખલા કરવાના છે.

દા. ૧ લો. ૨૪૬૧ × ૩૦૭

| ખા. | દ.હ૦ | હ૦ | શ૦ | દ૦ | એ૦ |
|---|---|---|---|---|---|
| | | ૨ | ૪ | ૬ | ૧ |
| × | | | ૩ | ૦ | ૭ |
| ૭ | ૩ | ૮ | ૩ | | |
| | ૧ | ૭ | ૨ | ૨ | ૭ |
| ૭ | ૫ | ૫ | ૫ | ૨ | ૭ |

પહેલા ૩ શતકવડે ૨૪૬૧ ને ગુણ્યા તો ૭૩૮૩ શતક આવ્યા તે શતક નીચેથી લખવા શરૂ કરીને ગોઠવ્યા. ગુણકમાં દશક નથી માટે તેનો ગુણાકાર કરવાનો નથી, છેવટે ૭ એકમથી ગુણાકાર કરી એકમના ખાનામાં લખવા માંડીને ગોઠવ્યા અને પછી સરવાળો કરીને જવાબ કાઢયો.

*દા. ૨ જો. ૨૭૦૮ × ૩૨૪

```
      ૨ ૭ ૦ ૮
    × ૩ ૨ ૪
    ---------
  ૮ ૧ ૨ ૪        = ૨૭૦૮ × ૩ શતક.
    ૫ ૪ ૧ ૬      = ૨૭૦૮ × ૨ દશક.
    ૧ ૦ ૮ ૩ ૨    = ૨૭૦૮ × ૪ એકમ.
  -----------
  ૮ ૭ ૭ ૩ ૯ ૨    = ૨૭૦૮ × ૩૨૪
```

* આની સાથે આપણી ગુણાકારની નીચે બતાવેલી જૂની રીત સરખાવી શકાય. તે રીતમાં પણ પહેલાં શતકથી પછી દશકથી અને છેવટે એકમથી ગુણાકાર થાય છે.

| ૨ | ૭ | ૦ | ૮ | |
|---|---|---|---|---|
| ૬ | ૨/૧ | ૦/૦ | ૨/૪ | ૩ |
| ૪ | ૧/૪ | ૦/૦ | ૧/૬ | ૨ |
| ૮ | ૨/૮ | ૦/૦ | ૩/૨ | ૪ |

૮ ૭ ૭ ૩ ૯ ૨

ગુણ્ય જેટલાં ઉભાં ખાનાં પાડી ગુણ્યનાં અંક લખ્યા, ગુણક જેટલાં આડાં ખાનાં પાડી ગુણકના અંક ઉપરથી ઉભા લખી કાઢયાં. બધાં ખાનાંને ત્રાંસાં કાપી કાઢયાં. ગુણકના શતકના અંકનો ગુણ્યના દરેક અંક સાથે ગુણાકાર કરીને બંનેની સામેના ખાનામાં મૂકતા ગયા. એજ મુજબ દશક અને એકમનો ગુણાકાર મૂકતા ગયા, પછી ત્રાંસાં ખાનાં મુજબ સરવાળો કરી જવાબ કાઢયો.

દા. ૩ જો. ૮૩૨૭૯ × ૪૬૦૦

```
      ૮૩૨૭૯
    × ૪૬૦૦
-------------
૩૩૩૧૧૬ | |   હજાર
 ૪૯૯૬૭૪ | |   શતક
-------------
૩૮૩૦૮૩૪૦૦
```

ગુણકમાં દશક કે એકમ નથી એટલે તેના ગુણાકાર કરવાના નથી; પણ જવાબ શતકમાં આવ્યો તેનાં બે શૂન્ય ઉપર ચઢાવીને જવાબનાં બધાં સ્થાનો ભરી દઇને જવાબ પૂરો કર્યો.

### ૩. ચાર અંકનો ગુણક.

દા. ૪ થો, ૫૬૩૨૫ × ૪૩૭૬

```
         ૫૬૩૨૫
       × ૪૩૭૬
----------------
૨૨૫૩૦૦
 ૧૬૮૯૭૫
  ૩૯૪૨૭૫
   ૩૩૭૯૫૦
----------------
૨૪૬૪૭૮૨૦૦
```

### મનોયત્ન.

(૧૩) ૧ લશ્કરમાં સીપાઇઓની ૧૯૨ હાર છે. દરેક હારમાં ૧૫ સીપાઇ છે તો કુલ સીપાઇની સંખ્યા કેટલી ?

(૧૪) એક ઘર બંધાવવાનું ખર્ચ ૫૩૭૫ રૂપીઆ ગણીએ તો ૧૫૪૦ ઘરનું એક ગામ બંધાવવાનું ખર્ચ શું થાય ?

(૧૫) રેલ્વેની એક ઓરડી બંધાવવાનો ૪૫૦ રૂપીઆ ખર્ચ થાય તો એવી ૩૭૮ ઓરડી બંધાવવાનો શું ખર્ચ થાય ?

(૧૬) એક મીલમાં વણવાના ભાગમાં ૨૪૫૦ માણસ કામે લાગેલાં છે. તે દરેક માણસ ૧૫૮ વાર કાપડ વણે તો દિવસને અંતે કેટલું કાપડ વણાય ?

(૧૭) એક માઇલ રસ્તો કરવાને ૬૯૭ રૂપીઆ ખર્ચ થાય તો એવો ૮૫ માઇલ રસ્તો કરવાને શું ખર્ચ થાય ?

**નીચેના ગુણાકાર ગણી જવાબ લખો.**

| | |
|---|---|
| (૧૮) ૨૩૪૭ × ૬૫૧ | (૨૦) ૪૫૩૬ × ૩૪૦૫ |
| (૧૯) ૮૯૬૪ × ૭૩૨૦ | (૨૧) ૨૧૭૮૯ × ૮૬૪૨ |
| | (૨૨) ૪૫૭૮૧ × ૪૩૧૫ |

---

# પ્રકરણ ૧૧ મું.

## ભાગાકાર.

### ૧. ટુંકી અને લાંબી રીતનો મુકાબલો.

૯૦૪૮૨ ÷ ૧૨ આ દાખલાની બે રીત આ નીચે આપી છે.

| ૧ ટુંકી રીત. | ૨ લાંબી રીત, |
|---|---|
| ૧૨) ૯૦૪૮૨ | ૧૨) ૯૦૪૮૨ ( ૭૫૪૦ |
| ૭૫૪૦ અને શેષ ૨ | ૮૪ |
| ૧૨ સતાં ૮૪, ૬ વધ્યા ૪લીધા | ૬૪ |
| ૬૪ થયા. ૧૨ પંચા ૬૦, ૬૪માંથી | ૬૦ |
| ૬૦ ગયા ૪ વધ્યા ૮ લીધા, ૪૮ | ૪૮ |
| થયા. ૧૨ ચોક અડતાળીસ, શૂન્ય | ૪૮ |
| વધ્યું ૨ લીધા. ભાગ નહિ આવે માટે | ૦૦ ૨ |
| શૂન્ય મૂકયું ૨ શેષ રહ્યા. | |

બન્ને રીત સરખાવીએ તો ગણતરી તો એક સરખીજ થાય છે. પણ ટુંકી રીતમાં ઘણું કામ મોંએ કરીએ છીએ. ફક્ત ભાગાકારના આંકડા લખીએ છીએ. ને લાંબી રીતમાં બધી બાબત લખીએ છીએ.

વીસ ઉપરના ભાજ્ય હોય ત્યારે તો લાંબી રીતજ કરવી પડે.

**મનોયત્ન.**

## નીચેના દાખલા ટુંકી રીતે ગણો.

| | |
|---|---|
| (૧) ૬૩૭૪ ÷ ૫ | (૨) ૨૮૮૭ ÷ ૭ |
| (૩) ૭૧૯૧ ÷ ૬ | (૪) ૩૦૦૯ ÷ ૮ |
| (૫) ૪૫૫૦૮ ÷ ૯ | (૬) ૩૭૯૨૧ ÷ ૧૨ |
| (૭) ૫૩૮૦૯ ÷ ૧૩ | (૮) ૮૨૯૦૦ ÷ ૨૦ |
| (૯) ૧૯૦૪૬ ÷ ૧૬ | (૧૦) ૨૪૪૫ ÷ ૧૫ |

ટુંકી રીતે ભાગાકાર ગણવાનો મહાવરો નીચે લખ્યા પ્રમાણેની રમત રમાડી સારી રીતે કરાવી શકાશે.

## ૨. ટુંકી રીતે ભાગાકાર ગણવાની રમત.

વર્ગની પ્રથમ બે કે ત્રણ ( પાટીઆમાં જેટલા ભાગાકાર એકી વખતે ગણી શકાય એટલી જગા પ્રમાણે ) ટુકડીઓ પાડવી. ટુકડીના વિદ્યાર્થીઓને નંબર આપવા.

દરેક ટુકડીનો **૧** લો નંબર પાટીઆમાં ગમે તે પાંચ આંકડાની રકમ લખે, તે ભાજ્ય બને. શિક્ષક ભાજકની સંખ્યા કહે બીજા નંબર-વાળા વિદ્યાર્થીઓ પાટીઆમાં પોતાની ટુકડીના પહેલા નંબરે લખેલી રકમને ભાજક વડે ટુંકી રીતે ભાગાકાર ગણી જવાબ લખે. શેષ વધે તો કાઢી નાખે. પછી ત્રીજા નંબરવાળા વિદ્યાર્થીઓ આવેલા જવાબને તેજ ભાજક વડે ટુંકી રીતે ભાગાકાર ગણી જવાબ લખે અને શેષ કાઢી નાખે એ પ્રમાણે આગળ ચોથો નંબર પાંચમો નંબર વગેરે ગણે. જે ટુકડી અમુક વખતમાં વધારે ભાગાકાર ગણે તે ટુકડી જીતી ગણાય.

પાટીઆમાં પાછળ પ્રમાણે કામ થશેઃ—

**ત્રણ ટુકડી પાડી હોય તો,**

| | પહેલી ટુકડી | બીજી ટુકડી | ત્રીજી ટુકડી |
|---|---|---|---|
| ૧ લા નંબરનું કામ. | ૪) ૨૩૪૫૭ | ૪) ૩૪૫૬૮ | ૪) ૨૫૬૭૮ |
| ૨ જા નંબરનું કામ. | ૪) ૫૮૬૪–૨શેષ | ૪) ૮૬૪૨ | ૪) ૬૪૧૯–૨શેષ |
| ૩ જા નંબરનું કામ. | ૧૪૬૬ | ૨૧૬૦–૨શેષ | ૧૬૦૪–૩શેષ |
| એ પ્રમાણેબીજા | ... ... ... ... | ... ... ... | ... ... ... |

**૩. ભાજકમાં એકમના સ્થાનમાં શૂન્ય હોય તેવા ભાગાકાર.**

દા. ૧ લો. ૩૬૯૨૮૭ ÷ ૬૦

૬૦ ) ૩૬૯૨૮|૭

૬૧૫૪ —૪૭ શેષ

જવાબ ૬૧૫૪. ૪૭ શેષ

ભાજકમાં એકમમાં શૂન્ય છે. એટલે ૬ દશકથીજ ભાગવાના છે. માટે ભાજ્યમાં પણ દશકોજ રાખી ૭ એકમ જુદા કાપી રાખ્યા પછી ભાજ્યના દશકોને ૬ દશકથી ભાગી નાખ્યા અને ૪ દશક વધ્યા તેમાં ૭ એકમ જુદા કાઢેલા મેળવ્યા એટલે શેષ ૪૭ થયા.

**રીત**—ભાજકમાં છેવટે એક કે વધુ શૂન્યો હોય તો તેટલી કાપી નાખી તે શૂન્યો જેટલાં અંકસ્થાનો ભાજ્યમાંથી પણ કાપી નાખવાં પછી સાદો ભાગાકાર કરીને જે શેષ વધે તેના ઉપર કાપેલા અંકો ચઢાવી દેવા એટલે છેવટની શેષ આવશે.

**મનોયત્ન.**

(૧૧) ૨૫૭૯૩ ÷ ૫૦ (૧૩) ૭૨૧૯૩ ÷ ૧૨૦

(૧૨) ૩૬૯૨૮ ÷ ૩૦૦ (૧૪) ૬૫૩૨૯ ÷ ૬૦૦

(૧૫) ૨૮૦૩૦ ÷ ૮૦

## ૪. ભાજક ૧૦૦ની અંદરનો હોય તેવા ભાગાકાર.

દા. ૨ જો. ૧૮૬૭ ÷ ૨૩

ભાજક ભાજ્ય ભાગાકાર

```
      |
૨૩)  ૧૮૬૭  (૮૧
     ૧૮૪
     ----
       ૨૭
       ૨૩
     ----
        ૪ શેષ
```

જવાબ ૮૧, શેષ ૪

ભાજક ૨૩ છે. આપણે ૨૩ નો આંક જાણતા નથી માટે ભાગાકાર લાંબી રીતે કરવો પડશે. ૩ એકમ હાલ બાજુએ રાખી બે દશકથી ભાગાકાર અટકળે કરી જોતાં ભાજ્યના પહેલા બે અંક ૧૮ ને ૯ થી ભાગ ચાલે ૨૩ × ૯ = ૨૦૭ આ રકમ ૧૮૬ થી વધી જાય છે. માટે ૯ થી ભાગ નહિ ચાલે ૮ થી ચલાવી જોઇએ, ૨૩ × ૮ = ૧૮૪ ભાજ્યના પહેલા ત્રણ અંક ૧૮૬ માંથી બાદ કરતાં ૨ દશક વધ્યા. તેના એકમ કરી તેમાં ૭ એકમ ઉમેર્યા (૨ દશક ઉપર ૭ એકમ ચઢાવ્યા) એટલે ૨૭ થયા. તેને ૨૩ થી ભાગતાં ભાગ ૧ થી ચાલ્યો અને ૪ શેષ રહ્યા.

દા. ૩ જો. ૫૬૦૭૩ ÷ ૫૪

```
      |
૫૪ ) ૫૬૦૭૩ ( ૧૦૩૮
     ૫૪
     ----
      ૨૦૭
      ૧૬૨
     ----
       ૪૫૩
       ૪૩૨
     ----
        ૨૧ શેષ
```

જવાબ ૧૦૩૮ શેષ ૨૧

૫૬ને ૫૪થી એકે ભાગ ચાલ્યો ૨ વધ્યા. ઉપર ૦ ચઢાવ્યું. ૨૦ ને ૫૪ થી ભાગ ન ચાલે તેથી ભાગાકારમાં શૂન્ય મૂક્યું અને ૨૦ ઉપર ૭ ચઢાવ્યા. હવે ૨૦૭ ને ૫૪ થી ભાગવા માટે ૨૦ ને ૫ થી અટકળે ભાગતાં ચારે ભાગ ચાલે પણ ૫૪× ૪ = ૨૧૬ એ ૨૦૭ થી વધી જાય છે માટે ૩ થી ભાગ ચલાવ્યો અને ૪૫ વધ્યા તેના ઉપર ૩ ચઢાવી ૪૫૩ કર્યા. ૫૪ થી ભાગ ચલાવી જોતાં છેવટે ૮ થી ભાગ ચાલશે. અને ૨૧ શેષ રહેશે.

## મનોયત્ન.

(૧૬) એક માણસ દરવરસે અમુક રકમ બચાવે છે. ૨૧ વરસે તેણે જોયું કે તેની પાસે રૂ. ૮૫૭૮૫ બચ્યા. દરવરસે તેણે કેટલા બચાવ્યા ?

(૧૭) એક છાપરાપર ૨૧૫૦૦ નળીઆંની ૯૬૦ હારો થઇ. દરેક હારમાં નળીઆં કેટલાં ?

(૧૮) તમારી પાસે ૪૪૧૦ કાગળ છે. તેમાંથી ૩૦ કાગળની એક, એવી ચોપડીઓ બાંધો છો. કેટલી ચોપડીઓ બંધાશે ?

(૧૯) એક કંપનીમાં ૨૭ ભાગીદાર છે તે કંપનીમાં રૂ. ૩૭૯૮૯ નફો થયો તો દરેક ભાગીદારને શું મળે ?

(૨૦) બે રકમનો ગુણાકાર ૪૮૩૫૦૫ છે અને તેમાંની એક રકમ ૫૫ છે તો બીજી કઇ ?

(૨૧) ૪૨૫૬૭ ÷ ૩૨ (૨૨) ૮૭૩૨૧ ÷ ૪૩
(૨૩) ૫૬૭૨૦ ÷ ૨૩ (૨૪) ૨૩૪૭૮ ÷ ૩૪
(૨૫) ૫૬૭૨૦ ÷ ૬૭

### ૫. ભાજક ત્રણ અંકનો હોય તેવા ભાગાકાર

દા. ૪ થો. ૩૬૪૩૭૨ ÷ ૪૭૮

```
૪૭૮ ) ૩૬૪૩૭૨ ( ૭૬૨
      ૩૩૪૬
      ----
       ૨૯૭૭
       ૨૮૬૮
       ----
        ૧૦૯૨
         ૯૫૬
        ----
         ૧૩૬ શેષ
જવાબ ૭૬૨ શેષ ૧૩૬
```

$૭૬૨\frac{૧૩૬}{૪૭૮}$

ભાજક ૪૭૮ છે માટે પહેલા ભાગાકાર માટે ભાજ્યમાંથી તેનાથી મોટી રકમ ૩૬૪૩ ચાર અંક લેવા પડશે. અટકળે ૪ થી ભાગ લઇ જોતાં ૯ થી ભાગ ચાલતો દેખાય છે પણ અનુભવથી જણાશે કે ૯ થી ૭ ને ગુણતાં ૬ વદી આવશે માટે ૯ થી કે ૮ થી ભાગ નહિ ચાલે અને ૭ થી ભાગ ચાલશે. ૪૭૮ × ૭ = ૩૩૪૬ એજ મુજબ બીજો ભાગાકાર અજમાયેશ કરી જોતાં ૬ થી ચાલશે અને છેલ્લો ભાગાકાર ૨ થી ચાલશે અને છેવટે ૧૩૬ શેષ રહેશે. જવાબમાં લખી શેષની નીચે ભાજક લખવો.

(**નોંધ**—કોઇ પણ ભાગ ચલાવતાં અને એટલો મોટો અંક ભાગાકારમાં આવવો જોઇએ. આ દાખલામાં પહેલો ભાગાકાર **૬ થી** ન ચલાવાય, કારણ **૪૭૮ × ૬ = ૨૮૬૮** અને **૩૬૪૩** માંથી **૨૮૬૮** બાદ કરતાં **૭૭૫** વધે. આ રકમ અસલ ભાજક **૪૭૮** કરતાં મોટી છે, અને **ભાગાકાર કરતાં કોઇ પણ શેષ ભાજક કરતાં મોટી તો નજ રહેવી જોઇએ.** માટે ભાગ ચલાવતાં આ બાબત ધ્યાનમાં રાખવી.)

આ પ્રમાણે ચાર અંકના ભાજકવાળા ભાગાકાર પણ થઇ શકે.

### મનોયત્ન.

(૨૬) **૫૭** આંબા પરથી **૨૮૨૬** મણ કેરીઓ ઉતરી તો એક-એક આંબે સરેરાશ કેટલી પડી ?

(૨૭) **૧૯૨** પાઇનો રૂપીઓ થાય છે, ત્યારે મારી પાસે **૮૬૪૦** પાઈ હોય તો તેના કેટલા રૂપીઆ આવે ?

(૨૮) એક ભીંતમાં **૧૪૮** ઈંટોની હાર ગોઠવાયલી છે. ઈંટોનીસંખ્યા **૯૯૧૬** છે તો દરેક હારમાં ઈંટો કેટલી ?

(૨૯) **૨૪૯૫૮૦ ÷ ૩૨૯** (૩૦) **૯૮૫૪૨૭ ÷ ૫૧૮**

---

## ૬. ગુણાકાર અને ભાગાકારમાં તાળો મેળવવો.

ગુણાકારમાં જવાબને ગુણક કે ગુણ્યવડે ભાગીને અને ભાગાકારમાં ભાજક અને ભાગાકારનો ગુણાકાર કરી શેષ મેળવીને તાળો મેળવવાની રીત આગળ બતાવી છે. પણ લાંબા દાખલાઓમાં તાળો મેળવવાની બીજી ટુંકી રીત આપી છે. તેને નવડા ટાળી કાઢવાની રીત કહી શકાય. તે નીચેના દાખલા પરથી સમજી શકાશે.

દા. **૫** મો **૨૩૯૭ × ૬૨૩ = ૧૪૯૩૩૩૧.** આ દાખલો ખરો છે કે નહિ તેની ખાતરી કરો.

તાળો મેળવવા એક ચોકડી કરી.




ગુણ્યના અંકોનો સરવાળો ૨+૩+૯+૭=૨૧

ગુણકના ,, ,, ૬+૨+૩=૧૧

ગુણાકારના ,, ,, ૧+૪+૯+૩+૩+૩+૧=૨૪

ગુણ્યના સરવાળા ૨૧ ને ૯ થી ભાગતાં શેષ ૩ વધે તે ઉપરના ખાનામાં મૂકી.

ગુણકના સરવાળાને ૯ થી ભાગતાં શેષ ૨ વધે તે નીચેના ખાનામાં મૂકી.

ગુણાકારના અંકોના સરવાળાને નવ વડે ભાગતાં શેષ ૬ વધી તે ડાબી બાજુના ખાનામાં મૂકી.

હવે ઉપર નીચેના અંકોના ગુણાકાર કરી તેને ૯ વડે ભાગતાં શેષ વધે તે જમણી બાજુના ખાનામા મૂકવી.

આ અંક ૩ × ૨ = ૬ આવ્યો તે અંક સામેના (ડાબા) ખાનાના અંક સાથે મળી રહે છે માટે જાણવું કે દાખલો ઘણું કરીને ખરો છે.

રીત—ગુણ્ય, ગુણકના અંકોના સરવાળામાંથી નવ નીકળે તેટલા કાઢી લઇ શેષોના ગુણાકાર આવે તેમાંથી અને જવાબના ગુણાકારના અંકોનો સરવાળો કરીએ તેમાંથી નવ નીકળે તેટલા કાઢી લેતાં સરખીજ શેષ વધવી જોઇએ. જો હિસાબ ગણવામાં કોઇ જગાએ નવ અથવા નવથી ભગાય તેટલી રકમની ભૂલ રહી ગઈ હોય તો આ રીતમાં પકડાય નહિ કારણ તેથી શેષમાં ફેર પડે નહિ માટે ઘણું કરીને ખરો છે એમ ઉપર લખ્યું છે.

ભાગાકારનો તાળો પણ આજ રીતે મેળવી શકાય તે નીચેના દાખલા પરથી જણાશે.

$૨૨૭૫૯ \div ૧૭૯ = ૧૨૭\frac{૨૬}{૧૭૯}$ આ દાખલો ખરો છે કે નહિ એ તપાસીએ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ભાજ્યના | અંકના | સરવાળા | **૨૫** ને | નવથી | ભાગતાં | વધારો | ૭ |
| ભાજકના | ,, | ,, | ૧૭ ,, | ,, | ,, | ,, | ૮ |
| ભાગાકારના | ,, | ,, | ૧૦ ,, | ,, | ,, | ,, | ૧ |
| શેષ | ,, | ,, | ૮ ,, | ,, | ,, | ,, | ૮ |

ભાજક તથા ભાગારના વધારાનો
ગુણાકાર=૮×૧=૮
તેમાં શેષનો વધારો ઉમેર્યો ૮+૮=૧૬
નવે ભાગતાં ૭ **શેષ** રહ્યા તે ભાજ્યના
વધારાની બરોબર છે.




આમ ભાજ્યનો વધારો અને ( ભાજક × ભાગાકાર ) + શેષનો વધારો મળી રહે તો દાખલો **ઘણું કરીને** ખરો છે એમ સમજાય છે.

નીચેના હિસાબ ખરા છે કે ખોટા તે તાળો મેળવી નક્કી કરો.

(૩૧) **૧૫૪ × ૨૫= ૩૮૫૦** (૩૨) **૩૫ × ૫૩ = ૧૮૫૫**

(૩૩) **૧૨૭ × ૧૭૯= ૨૨૭૩૩** (૩૪) **૭૭ × ૨૩૫ =૧૮૨૯૫**

(૩૫) **૨૩૮૬૮૪૫ ÷ ૨૦ = ૮૨૩૦૫**

(૩૬) **૧૧૯૨૨ ÷ ૨૮ = ૩૪૩૨** $\frac{૧૪}{૨૮}$

(૩૭) **૪૨૫૭૫ ÷ ૨૪ = ૧૦૬૦** $\frac{૫૬}{૨૫}$

(૩૮) **૫૬૦૭૩ ÷ ૫૪ = ૧૨૩૮** $\frac{૩૧}{૫૪}$

(૩૯) **૭૭ × ૨૩૫ = ૧૮૦૯૫**

(૪૦) **૫૬૦૭૩ ÷ ૫૪ = ૧૦૩૮** $\frac{૩૧}{૫૪}$



# પ્રકરણ ૧૨ મું.

## ૧. કોષ્ટકો.

| અંગ્રેજી નાણાં. | દેશી રીતે હિસાબ ગણવામાં ઉપયોગી. |
| --- | --- |
| ૪ ફાર્ધિંગ = ૧ પેન્ની | ૧૬ વિસવાસી = ૧ બદામ |
| ૧૨ પેન્સ = ૧ શિલિંગ | ૧૬ બદામ = ૧ દોકડો |
| ૨૦ શિલિંગ = ૧ પૌંડ | ૧૦૦ દોકડા = ૧ રૂપીઓ |
| ૫ શિલિંગ = ૧ ક્રાઉન | ૧૦૦ બદામ = ૧ આનો |
| | ૧ આનો = ૬ાા દોકડા |

| અંગ્રેજી ભાર દર્શક. | દેશી અનાજ વગેરે તોળવાનું. |
| --- | --- |
| ૧૬ ઔંસ = ૧ પાઉંડ ( રતલ ) | ૧૬ મણ = ૧ કળશી |
| ૨૮ પાઉંડ = ૧ ક્વાર્ટર | ૨૦ મણ = ૧ ખાંડી |
| ૪ ક્વાર્ટર = ૧ હંડ્રેવેટ | ૩૦ મણ = ૧ ગાલ્લી |
| ૨૦ હંડ્રેવેટ = ૧ ટન | ૩૨ મણ = ૧ બેડીયું |

૩૬ રતલ = ૫૩ શેર ( કાચા )

૧ ટન = ૫૬ મણ ( કાચા ) આશરે

૫૪$\frac{4}{7}$ મણ ચોક્કસ ગણતરીથી.

૧ ઔંસ = ૧ અધોળ ( આશરે )

### સોના રૂપાના તોલનું.

| | |
| --- | --- |
| ૬ ચોખાભાર | = ૧ રતિ |
| ૩ રતિ | = ૧ વાલ |
| ૧૬ વાલ | = ૧ ગદીઆણો |
| ૨ ગદીઆણા | = ૧ તોલો |
| ૩૨ વાલ | = ૧ તોલો |
| | ( ૧ રૂપીઆભાર ) |

## ૨. આંકની રચના.

આ ધોરણમાં આંકના ૨૪, ૩૦, ૩૨, ૪૦ ના ઘડીઆ બાળકોએ પોતે ગુણાકારથી અથવા સરવાળાથી રચી મોંએ કરવા બહુ ઉપયોગી થઇ પડશે.

ઘડીઆ રચાયા પછી મોંએ કરવાને નીચેની રમત જેવી રમતો ઉપયોગી થઇ પડશે—




× ૨૪

( પાટીઆ ઉપર ચિત્ર )

વર્ગની ટુકડી પાડી દરેક ટુકડીના વિદ્યાર્થીઓ નિસરણી પર ચઢી જવા પ્રયત્ન કરે, પલાખું ખોટું બોલે તે પગથીએથી, તે પડી ગયો ગણાય. સરવાળે જે ટુકડીના વધારે વિદ્યાર્થી નિસરણી પર ચઢી ગયા હોય તે ટુકડી જીતી ગણાય.

**નોંધઃ**—૨૪ ને બદલે ૩૦, ૩૨, ૪૦ કે કોઈ પણ રકમ લઇ તેની સાથે ઉમેરવાની બાદ કરવાની, ગુણવાની, ભાગવાની રકમો પગથીઆં પર લખીને ચારે રીતોનો મહાવરો કરાવી શકાય. સારા શિક્ષક રમતમાં વિધવિધ પ્રકારે રમતને રસિક બનાવી શકશે.

**પ્રકરણ ૧૩ મું.**

## ૩. ઉતરતી ભાંજણી.

એક પરિમાણને બીજા પરિમાણના રૂપ આપવાની રીતને ભાંજણી કહેવાય છે. ચઢતા પરિમાણને ઉતરતા પરિમાણનું રૂપ આપવું તે ઉતરતી ભાંજણી. ઉતરતી ભાંજણીના સહેલા દાખલા તો ફક્ત આંકનાં પલાખાંજ છે માટે તે તમારે મોંએ કરી ખૂબ

મહાવરો કરવો જેથી કોષ્ટકો તથા તેમનો ઉપયોગ સારી રીતે સમજી શકાશે.

### ૪. ફક્ત ગુણાકાર કરવો પડે તેવી ભાંજણી.

દા. ૧ લો. **૧૫** રૂપીઆના આના કરો.

**૧** રૂપીઆના **૧૬** આના માટે **૧૫** રૂપીઆના **૧૫ × ૧૬** = **૨૪૦** આના.

**સૂચના—**૧૫ રૂપીઆના આના કરવામાં ૧૫ ને (રૂપીઆની **સંખ્યાને**) **૧૬ થી** ગુણવાના છે અને જવાબ આવે તે સંખ્યા **આનાની** જાણવી. ૧૫ રૂપીઆને **૧૬ થી** ગુણવાના **નથી.** ૧૫ રૂપીઆને ૧૬ થી ગણીએ તો **૨૪૦** રૂપીઆ જવાબ આવે.

## મનોયત્ન.

**મોંએથી ગણો.**

(૧) **૨** રૂપીઆના આના કેટલા? **૫** રૂપીઆના આના કેટલા? **૭** આનાની પાઇઓ કેટલી? **૪** પૌંડના શિલિંગ કેટલા? **૫** મણના શેર કેટલા?

**ગણીને જવાબ કહો.**

(૨) દરેક ભીખારીને ૧ આનો આપીએ તો ૮ રૂપીઆમાંથી કેટલા ભીખારીને પૈસા આપી શકાય?

(૩) દરરોજ એક ઘરમાં **૨** શેર અનાજ વપરાતું હોય તો **૨** મણ અનાજ કેટલા દિવસ ચાલે?

(૪) **એક છોકરાને નવટાંકનો પેંડો આપીએ તો ૨૭ શેર પેંડા-માંથી કેટલા છોકરાને અપાય ?**

(૫) મગનનો વર્ગ ઉજાણીએ ગયો. વર્ગમાં ૩૬ છોકરા છે, તેઓ ૨૧ શેર સેવમમરા લઇ ગયા. દરેકને ભાગ કેટલા સેવમમરા આવે?

(૬) ૪૭ રૂપીઆના આના કરો.

### ૫. ગુણાકાર કરીને ઉમેરવા પડે તેવી ભાંજણી.

દા. ૨ જો. ૧૨ મણ ને ૧૭ શેરના શેર કરો.

| | |
|---|---|
| ૧૨ મ—૧૭ શે | |
| ×૪૦ | જેવી રીતે દશકની વદીના એકમ કરી એકમમાં મેળવીએ છીએ તેવી રીતે મણના શેર કરી આપેલા શેર સાથે મેળવી દીધા. |
| ૪૮૦ શેર | |
| +૧૭ | |
| ૪૯૭ શેર | |

### મનોયત્ન.

(૭) ૧ રૂ. ૫ આ. ના આના કેટલા ?

(૮) તમે આજે ૨ કલાક ને ૨૦ મિનિટ ભણ્યા. કેટલી મિનિટ ભણ્યા કહેવાય ?

(૯) ૧૭ મણ ને ૨૫ શેરના શેર કરો.

(૧૦) એક માણસ સદાવ્રતમાં શેર શેર અનાજ ભીખારીને આપે છે. એક વખતમાં તેણે ૧૫ મણ ૩૫ શેર અનાજ આપ્યું તો કેટલા ભીખારીઓને અનાજ આપ્યું ?

### ૬. ત્રણ ક્રિયાઓ કરવી પડે તેવી ભાંજણી.

દા. ૩ જો. ૨૬ પૌં-૧૩ શિ. ૪ પે.

| | |
|---|---|
| ૨૬ પૌંડ–૧૩ શિ. ૪ પે. | |
| ×૨૦ | સૌથી ચઢતા પરિમાણોને તેનાથી ઉતરતા પરિમાણનું રૂપ આપી તેમાં મેળવી દીધા પછી તેને છેક ઉતરતા પરિમાણનું રૂપ આપી તેમાં ઉતરતા પરિમાણમાં ઉમેરી જવાબ કાઢયો. |
| ૫૨૦ શિ. | |
| +૧૩ | |
| ૫૩૩ શિ. | |
| ×૧૨ | સૂચના:—વિવિધ પરિમાણો લખીને દર્શાવવામાં ફક્ત એકજ અક્ષર લખાય છે. દા. ૨૬ પૌ. ૧૩ શિ. ૪ પે. અથવા ચઢતા પરિમાણનો પહેલો અક્ષર લખાય છે અને બાકીના સમજી લેવાના હોય છે. દા. પૌં. ૨૬—૧૩—૪. |
| ૬૩૯૬ પે. | |
| +૪ | |
| ૬૪૦૦ પે. | |

દા. ૪ થો. ૧૪ વાર ૨ ફૂટ ૨ ઈંચના ઇંચ કરો.

૧૪ વા–૨ ફૂ. ૨ ઇંચ.

| | |
|---|---|
| × ૩ | ૪૪ ફૂટ |
| ૪૨ ફૂટ | ×૧૨ |
| +૨ | ૫૨૮ ઈંચ |
| ૪૪ ફૂટ | +૨ |
| | ૫૩૦ ઇંચ |

## મનોયત્ન.

(૧૧) તમે ૧૦ ક. ૩૦ મિ. સવારે નિશાળે આવ્યા અને ૪ વાગે ઘેર ગયા. કેટલા કલાક નિશાળમાં રહ્યા?

(૧૨) સવારના ૯ વાગ્યાથી સાંજના ૬ વાગ્યા સુધીમાં કેટલા કલાક થાય?

(૧૩) ૧૦ ક. ૩૦ મિ. નિશાળના ઘંટ વાગ્યો પછી વીસ વીસ મિનીટે ઘંટ વાગે છે. તો ૧ વાગ્યા સુધીમાં કેટલી વખત ઘંટ વાગશે?

(૧૪) રૂ. ૧–૦–૩ માં પૈસા કેટલા? રૂ. ૫–૪–૬ માં પૈસા કેટલા? રૂ. ૧૫–૮–૯ માં પૈસા કેટલા? રૂ. ૨૦–૧૨ માં આના કેટલા? રૂ. ૨૫–૮–૬ પાઇની પાઈ કરો.

(૧૪) ૨ ફૂટના ઇંચ કેટલા? ૮ ફૂટ–૩ ઈંચના ઈંચ કરો? ૫ વા–૨–૬ ઈંચના ઈંચ કરો. ૮ વા–૦–૩ ઈંચના ઇંચ કરો.

(૧૬) પૌ. ૧ ના શિલિંગ કેટલા? પેન્સ કેટલા? પૌં.૨.શિ.૧૦ ના શિલિંગ કરો. પૌ. ૮–૫–૬ ના પેન્સ કરો. શિ. ૧૨–૬ પે. માં પેન્સ કેટલા? પૌ. ૧૭–૧૦–૯ પે. ના પેન્સ કરો.

(૧૭) ખાં ૫–૧૦ મણ ના મણ કરો. ખાં ૧૫–૫ મણ ના મણ કરો. ખાં ૮–૭ મણ–૨૫ શેરના શેર કેટલા?

(૧૮) ગા. ૧–૯ મણ–૧૦ શેરના શેર કરો. ગા.૨–૦–૨૦ શેરના શેર કેટલા?

(૧૯) ગ્રો. ૧-૫ ડઝન ૭ નંગ નાં નંગ કેટલાં ? ગ્રો. ૫-૪ ડઝન ૬ ચોપડી એટલે ચોપડીની સંખ્યા કેટલી ? રીમ ૧૫-૮ ધા ૧૦ તાવ એટલે કેટલા કાગળ ?

(૨૦) ૧ રતિ સોનાની ૧ ઘુઘરી થાય તો ૮ ગદિ. ૨ રતિ સોનામાંથી કેટલી ઘુઘરી થાય ?

(૨૧) ૧ ટુવાલમાં પાશેર સુતર જાય, તો ૧ ખાંડી ૪ મણ ૫ શેર સુતરમાંથી કેટલા ટુવાલ થાય ?

(૨૨) એક ડબ્બામાં ૨ હંડ્રવેટ ૧૫ કવા. ૨૦ પાઉન્ડ વજન ભર્યું છે તો તે કેટલા પાઉન્ડ વજન કહેવાય ?

---

## પ્રકરણ ૧૪ મું.

### ૧. ચઢતી ભાંજણી.

ઉતરતા પરિમાણને ચઢતા પરિમાણનું રૂપ આપવું તે ચઢતી ભાંજણી, ચઢતી ભાંજણીમાં કોષ્ઠક મુજબ ભાગાકાર કરવાના આવે છે.

**મુખગણિત.**

૪૮ પાઈના કેટલા આના ?

૫૬ પાઇના કેટલા આના ને કેટલી પાઇ ?

૭૦, ૧૦૦, ૧૧૩ પાઇના આના કરો.

૮૪, ૮૪૦, ૮, ૪૦૦ ઈંચના ફૂટ કરો.

૪૮, ૪૮૦, ૪, ૮૦૦ પાઇના આના કરો.

૧ વારમાં ૩૬ ઈંચ તો ૭૨, ૧૦૮, ૧૪૪, ૨૧૬ ઈંચના વાર કેટલા ?

૪૦, ૫૦, ૮૫, ૧૬૦, શિલિંગના પૌંડ કરો.

૭૨૦, ૯૬૦, ૧૨૦૦ સેકંડની મિનિટ કેટલી ?

૭૨૦, ૯૬૦, ૧૨૦૦ મિનિટના કલાક કેટલા ?

૮૮૦, ૮૦૦, ૧૨૦૦ શેરના મણ કેટલા ?

૧૨૦, ૧૬૮, ૨૪૦ ૪૮૦ તાવના ધા કેટલા ?

### ૨. એકજ ચઢતું પરિમાણ કાઢવાની ભાંજણી.

દા. ૧ લો. ૬૪૭૫ આનાના રૂપીઆ કરો.

૧૬) ૬૪૭૫ આના

૪૦૪ રૂ. ૧૧ આ. જવાબ રૂ. ૪૦૪-૧૧ આ.

દા. ૨ જો. ૫૪૦૦ રતલના ક્વાર્ટર કરો.

૨૮)૫૪૦૦ ક્વા. રતલ.

૧૯૨ ક્વા. ૨૪ રતલ. જવાબ ૧૯૨—૨૪

### મનોયત્ન.

(૧) ૪૩૨૮ આનાના રૂપીઆ કરો.

(૨) ૭૨૩૦ શિલિંગના પૌંડ કરો.

(૩) ૧૭૦૮ મણની ખાંડી કરો.

(૪) ૫૨૦૮ પૈસાભારનાં નવટાંક કરો.

(૫) ૨૭૩૫ મણનાં ટન કરો

### ૩. બે કે વધુ ચઢતાં પરિમાણ કાઢવાં પડે તેવી ભાંજણી.

દા. ૩ જો. ૬૫૪૪ રતીના તોલા કરો.

૩) ૬૫૪૪

૧૬) ૨૧૮૧ વા. ૧ રતી

૨) ૧૩૬ ગ. ૫ વાલ.

તો. ગ. વા. ર.

૬૮ તો ૬૮ ૦ ૫ ૧ જવાબ.

આવા દાખલામાં દર ભાગાકારે શેષ વધે તે પાછળના પરિમાણમાંથી રહે અને ભાગાકાર આવે તે નવું પરિમાણ આવે તે ધ્યાનમાં રાખવું.

દા. ૪ થો.

એક માણસે પૈસા પૈસાનાં ૧૫૦ લીંબુ, એક એક આનાની

૨૨૫ નારંગીઓ, અને ચાર ચાર આનાનાં ૪૯ દાડમ લીધાં તો તેને કુલ શું આપવું પડે ?

૪) ૧૫૦ પૈસા લીંબુના.

૩૭ આ. ૨ પૈસા.

૨૨૫ આના નારંગીના

૪) ૨૬૨ આ.

૬૫ પાવલાં ૨ આના.

૪૯ પાવલાં દાડમનાં

૪) ૧૧૪ પાવલાં

૨૮ રૂપીઆ ૨ પાવલાં

૨૮ રૂ. ૨ પાવલાં ૨ આના ૨ પૈસા = રૂ. ૨૮–૧૦–૬ જવાબ

**મનોયત્ન.**

(૬) ૪૦૮ આના, ૨૦૫ બે આની ને ૧૧૫ પાવલીના રૂપીઆ કરો.

(૭) ૪૨૦ અડધા, ૨૧૫ પાવલાં ને ૧૧૦ આનીના રૂપીઆ કરો.

(૮) એક માણસે ૧ આના લેખે ૨૪૦ સફરજન, પાઇનું ૧ લેખે ૨૧૭ લીંબુ અને ૨ આનીનું ૧ લેખે ૨૦ દાડમ લીધાં; તો તેને દુકાનદારને શું આપવું પડશે ?

(૯) ૨૭૦૮ આનાના રૂપીઆ કરો.

(૧૦) ૮૭૪૫ ઢબુના રૂપીઆ કરો.

(૧૧) ૧ ચોપડીના ૬ આના બેસે તો ૧૨૦૮ ચોપડીના કેટલા રૂપીઆ બેસે ?

(૧૨) ૧ નારંગીનો ૧ આનો બેસે તો ૫ ડઝન ને ૭ નારંગીના કેટલા રૂપીઆ બેસે ?

(૧૩) ૧ પેન્સીલનો ૧ પૈસા બેસે તો ૨૪૦ પેનસીલના કેટલા આના બેસે ?

(૧૪) ૧ આનાનો એક શેરડીનો સાંઠો મળે તો ૫૧૭ શેરડીના સાંઠાનું શું બેસે ?

(૧૫) ૫૬ પાઇ, ૧૫૯ છબુ, ૨૬૦ આના, ૩૨૫ પાવલી, ૨૭ અડધા ૫૨૭ પાઈ, ૧૨૦ બે આની અને ૧૨૦૦ પાઇ દરેકને રૂપીઆ આના પાઈમાં લખો.

(૧૬) ૪૫ છ પેનીના સિક્કા, ૧૫૦ ત્રણ પેનીના સિક્કા, ૫૬ અડધા ક્રાઉન, ૧૨૦૦ પેન્સ, ૪૮૭ પેન્સ, દરેકને પૌંડ, શિલિંગ, પેન્સમાં લખો.

## પ્રકરણ ૧૫ મું.

## વિવિધ પરિમાણના સરવાળા બાદબાકી સાદી રીતે.

### (૧) સરવાળા

સાદી રકમોના સરવાળામાં જે રીતે એકમ, દશકને શતક ઉમેરાય છે તેને મળતી જ રીતે વિવિધ પરિમાણના સરવાળા કરી શકાય છે.

દા. ૧ લો. ૪ આ. ૬ પાઈના મમરા. ૨ આ. ૯ પાઇના સેવ ગાંઠીઆ અને ૮ આનાની જલેબી લીધી તો બધું મળીને શું ખર્ચાયું ?

| | | |
|---|---|---|
| ૪ આ ૬ પાઇ<br>૨ આ ૯ પાઇ<br>૮ આ —<br>૧ | ૯+૬ = ૧૫ પાઇ<br>= ૧ આ. ૩ પાઇ | આવા હિસાબોમાં પહેલાં આના નીચે આના અને પાઇ નીચે પાઇ એમ ગોઠવી રકમો લખવી. |
| ૧૫ આ ૩ પાઇ | | |

જ. ૧૫ આ ૩ પાઈ.

પછી હલકા પરિમાણ એટલે અહિં પાઇઓનો સરવાળો કર્યો તે ૯ ને ૬, ૧૫ થયો. તેના આના પાઇ કર્યા. ૧ આનો ને ૩ પાઇ. ૩ પાઇ, પાઇની નીચે લખી અને ૧ આનો આના ભેગો લઇ સરવાળો કર્યો તો ૧૫ આ. થયા. તેજ પ્રમાણે રૂપીઆને આનાની રકમોના સરવાળામાં આનાના સરવાળામાંથી રૂપીઆ કાઢી લઇ, આના લખવા અને રૂપીઆ, રૂપીઆ ભેગા ગણી લેવા.

## મનોયત્ન.

### મોંએથી ગણી જવાબ બોલો—

(૧) ૭ આ. ૬ પાઇની પેનો, ૪ આ. ૯ પા. ના કાગળ, ૧ આ. ૪ પાઇની ટીકડી લીધી, તો ખર્ચ શું થયો ?

(૨) ૧ રૂ. ૮ આ. નિશાળની ફીના આપ્યા, ૩ રૂ. ૧૦ આ. ની ચોપડીઓ લીધી તો કેટલો ખર્ચ થયો ?

(૩) ૧૨ આ.ની સરકસની ટીકીટ, ૪ રૂ. ૧૦ આની ટોપી અને ૩ રૂ.ની છત્રી લીધી. કુલ ખર્ચ શું કર્યો ?

(૪) ૪ રૂ. ૬ આ. + ૨ રૂ. ૮ આ. + ૨ આ.

(૫) ૮ આ. ૬ પાઇ + ૫ આ. ૯ પાઇ.

(૬) રૂ. ૪-૦-૬ પાઈ + રૂ. ૨-૦-૯ પાઇ.

(૭) ૪ આ. ૯ પાઇ + ૬ આ. + ૩ આ. ૬ પાઈ.

(૮) ૫ રૂ. ૪ આ. ૬ પાઈ + ૨ રૂ. ૬ આ. ૬ પાઇ.

(૯) ૫ રૂ. ૮ આ. + ૭ રૂ. ૯ આ. + ૪ રૂ.

(૧૦) ૧૫ રૂ. ૧૨ આ. + ૨૫ રૂ. ૮ આ. + ૫ પાઇ.

---

દા. ૨ જો. ૬ રૂ. ૪ આ. ૯ પાઈ.
૮ રૂ. ૧૪ આ. ૬ પાઈ.
૩ રૂ. ૮ આ. ૬ પાઇનો સરવાળો ગણો.

| રૂ. આ. પા. | | |
|---|---|---|
| ૬—૪—૯<br>૮-૧૪—૬<br>૩—૮—૬<br>———<br>૧૮-૧૧—૯ | ૨૧ પાઇ=<br>૧ આ. ૯ પાઇ.<br>૨૭ આ=<br>૧ રૂ. ૧૧ આ. | રકમો ગોઠવીને લખી. પહેલો પાઇઓનો સરવાળો ૬ ને ૬, ૧૨ ને ૯, ૨૧ પાઇ થયો. તેમાંથી ૧ આ. ૯ પાઇ થયા. ૯ પાઇ, |

પાઇ નીચે લખી અને ૧ આનો વદી લઈ આના ભેગા ગણી લીધા તો ૧ ને ૮, ૯ ને ૧૪, ૨૩ ને ૪, ૨૭ આના થયા તેમાંથી ૧ રૂપીઓ ૧૧ આના થયા. ૧૧ આના, આના નીચે લખ્યા અને ૧ રૂપીઓ

વદી લઇ રૂપીઆ ભેગા ગણતાં ૧ ને ૩, ૪ ને ૮, ૧૨ ને ૬, ૧૮ રૂપીઆ થયા, તે રૂપીઆ નીચે લખ્યા.

## મનોયત્ન.

### નીચેના સરવાળા ગણી જવાબ કાઢો.

| | | |
|---|---|---|
| રૂ. આ. | રૂ. આ. | રૂ. આ. |
| (૧૧) ૧૨—૧૧ | (૧૨) ૨૯—૧૧ | (૧૩) ૩૭—૮ |
| ૯—૭ | ૫૭—૧૩ | ૭૦—૧૦ |
| રૂ. આ. | રૂ. આ. | રૂ. આ. |
| (૧૪) ૧૩૯-૧૨ | (૧૫) ૨૧૩—૧૨ | (૧૬) ૧૯૮-૧૩ |
| ૩૭-૧૪ | ૯૫—૧૫ | ૬૪-૧૦ |
| મ. શે. | દિ. ક. | તો. વા. |
| (૧૭) ૧૮—૨ | (૧૮) ૭ — ૫ | (૧૯) ૬ — ૮ |
| ૧૫—૭ | ૨૫ —૧૨ | ૫ —૧૦ |
| ૨૯—૫ | ૧૫ — ૮ | ૩ —૧૨ |

| | |
|---|---|
| (૨૦) રૂ. આ. પાઈ | (૨૧) રૂ. આ. પાઇ |
| ૪૫—૩—૯ | ૧૯—૯—૬ |
| ૧૨૩—૯—૪ | ૨૪-૧૨—૯ |
| ૯૮—૧૦—૬ | ૭-૧૫—૪ |
| (૨૨) પા. શિ. પે. | (૨૩) પા. શિ. પે. |
| ૨૦—૭—૬ | ૭૪—૧૬—૪ |
| ૭૨—૮—૪ | ૮૨—૧૮—૯ |
| ૧૮—૯—૮ | ૫૩—૬—૬ |

(૨૪) એક માણસે ત્રણ લુગડાંના તાકા લીધા. એકની કિંમત ૧૫ રૂ. ૮ આ. ૬ પાઇ, બીજાની કિંમત ૧૮ રૂ. ૧૪ આ. ૯ પાઇ અને ત્રીજાની કિંમત ૨૫ રૂ. ૭ આ. આપી તો એકંદર તેને શું બેઠું?

(૨૫) ૧૬ વા. ૨ ફૂટ. ૧ ઈં. + ૩૯ વા. ૨ ફૂટ. ૧૦ ઈં. + ૨૦ વા.. ૨ ફૂટ. ૬ ઇંચ + ૪૨ વા. ૧ ફૂટ. ૪ ઇંચનો સરવાળો ગણો.

(૨૬) એક નિશાળના મેલાવડામાં ૨૦૪ એક આનાની ટીકીટ, ૧૦૨ બે આનાની ટીકીટ, અને ૫૨ ચાર આનાની ટીકીટ ખપી તો ટીકીટમાંથી કુલ આવક કેટલી થઈ?

(૨૭) ૪ પાર્સલનું વજન ૧૭ રતલ ૪ ઔંસ, ૨૮ રતલ ૧૦ ઔંસ, ૧૬ રતલ ૮ ઔંસ, અને ૫ રતલ ૧૨ ઔંસ હતું. તો એકંદર વજન કેટલું?

(૨૮) એક કણીએ ૩૫ મણ. ૧૨. શેર ઘઉં, ૪૮ મણ. ૧૫ શેર.બાજરી, ૩૭ મણ. ૨૨ શેર. તુવર અને ૨૬ મણ. ૩૦ શેર. ચોખા એક દિવસમાં વેચ્યા તો એકંદર કેટલું અનાજ વેચ્યું?

(૨૯) એક વેપારીએ રૂ. ૩૪૫-૧૪-૮ નું કાપડ, રૂ. ૫૭૬૮-૧૨-૬ નું અનાજ પાણી અને ૨૪૫-૮-૬ના કાગળ, વગેરેમાં ખર્ચ્યા તો એકંદર શું ખર્ચ્યું?

(૩૦) ૪ તો. ૧ ગદિ. ૮ વા. ૨ રતીની વીંટી, ૧૧ તો. ૧ ગદિ. ૪ વા. ના સાંકળાં, ૫ તો. ૧ ગદિ. ૨ રતીની કંઠી કરાવી તો એકંદર કેટલું સોનું થયું?

## (૨) વિવિધ પરિમાણોની બાદબાકી.

### મનોયત્ન.

**નીચેના હિસાબ મોંએથી ગણો.**

(૩૧) તમારી પાસે ૭ રૂ. ૧૨ આ. હતા તેમાંથી ૧ રૂ. ૪ આ. ની ચોપડીઓ લીધી તો તમારી પાસે શું રહ્યું?

(૩૨) ૧૫ આ. ૪ પાઇ માંથી ૮ આ ૧૦ પાઇ ખર્ચ્યા તો શું રહ્યું?

(૩૩) ૧૪ આ. ૮ પાઇ—૯ આ. ૬ પાઇ.

(૩૪) ૧૨ આ. ૯ પાઇ—૧૦ આ. ૩ પાઈ.

(૩૫) ૧૭ રૂ. ૧૫ આ.—૧૨ રૂ. ૧૨ આના.
(૩૬) ૮ રૂ. ૧૪ આ. ૯ પાઇ—૫ રૂ. ૧૦ આ. ૬ પાઇ.
(૩૭) ૨૫ રૂ. ૧૨ આ. ૬ પાઇ—૧૮ રૂ. ૮ આ. ૬ પાઈ.
(૩૮) ૩૦ રૂ. ૧૦ આ. ૬ પાઈ—૭ રૂ. ૫ આ. ૪ પાઇ.
(૩૯) ૧૫ રૂ. ૮ આ.—૭ આ. ૬ પાઇ.
(૪૦) ૫ રૂ. ૭ આ. ૬ પાઇમાં શું ઉમેરીએ તો ૬ રૂ. થાય?

દા. ૩ જો. મારી પાસે રૂ. ૬–૩ આના છે તેમાંથી રૂ. ૨–૧૨ની મેં ચોપડીઓ લીધી તો મારી પાસે શું બાકી રહે?

આવી બાબતમાં આપણે શું કરીએ છીએ તે જોઇએ. આપણી પાસે ૧૨ આના છુટા નથી. આપણે તેના બદલામાં એક રૂપીઓ આખો દુકાનદારને આપીએ છીએ, અને તે બદલામાં ૧૨ આના કાપી લઇ આપણને ચાર આના પાછા આપે. તે ચાર આના આપણે આપણા પાકીટમાં નાંખીએ એટલે પાકીટમાંના પહેલાના ત્રણ આના સાથે મળીને સાત આના છુટા થાય અને આખા રૂપીઆ તો પાંચ રહ્યા હતા તેમાંથી બે આપતાં ૩ રહે એટલે છેવટે આપણા પાકીટમાં રૂ. ૩—૭ બાકી રહે. આ બાબત હિસાબમાં નીચે મુજબ દર્શાવાય.

| રૂ. | આ, | | રૂ. | આ. | આ. |
|---|---|---|---|---|---|
| ૬ | ૩ | = | ૫ | ૧૬ | + ૩ |
| —૨ | ૧૨ | | —૨ | ૧૨ | |
| | | | ૩ | ૪ | + ૩ |
| | | | = રૂ. ૩ | ૭ આ. જવાબ. | |

એક રૂપીઓ વટાવી તેમાંથી છુટા બાર આના આપી દીધા અને તેમાંથી વધેલા ચાર આના અસલના ત્રણ આના સાથે ભેળવી દીધા.

આથી દાખલો આમ ગણાય:—

| રૂ. | | આ. |
|---|---|---|
| ૬ | ૧ | ૩ + ૧૬ |
| —૨ | | ૧૨ |
| રૂ. ૩ | | ૭ |

દા. ૪ થો. એક ખેડુતના ઘરમાં ૪ ખાં ૭ મણ ૧૩ શેર ડાંગર હતી તેમાંથી તેણે ૨ ખાંડી ૧૮ મણ ને ૨૫ શેર ડાંગર વેચી તો તેના ઘરમાં કેટલી ડાંગર બાકી રહી. ?

| ખાં. | મ. | શેર. |
|---|---|---|
| ૪ | ૭ | ૧૩ |
| —૨ | ૧૮ | ૨૫ |
| ૧ | ૮ | ૨૮ |

એક મણના ૪૦ શેર કરી તેમાંથી ૨૫ શેર કાઢતાં ૧૫ શેર રહ્યા તેમાં ૧૩ શેર પહેલાંના નાંખતાં ૨૮ શેર રહ્યા. તેજ મુજબ (જવાબ ૧ ખાંડી ૮ મ. ૨૮ શે.) એક ખાંડીના મણ કરી ૧૮ મણ બાદ કરી રહેલા ૬ મણ ઉમેરતાં આઠ મણ આવ્યા અને ત્રણ ખાંડીમાંથી બે ખાંડી જતાં ૧ ખાંડી રહી.

## મનોયત્ન.

**બાદબાકી કરો.**

(૪૧) રૂ. — આ.
૧૦૭ — ૧૨
૯૮ — ૯

(૪૨) રૂ. — આ.
૩૧૨ — ૧૪
૧૫ — ૮

(૪૩) ખાં. — મણ
૪૧૨ — ૧૮
૪૦૯ — ૧૦

(૪૪) હંડ્રે. — રતલ
૫ — ૮૨
૪ — ૧૭

(૪૫) રૂ. — આ. — પા.
૪૫ — ૧૪ — ૮
૧૭ — ૬ — ૪

(૪૬) ૭ રૂ. ૧૦ આનામાંથી ૫ રૂ. ૧૪ આ. તમે વાપર્યા તો તમારી પાસે શું રહ્યું ?

(૪૭) છગને ૫ ડઝન ને ૪ પેનમાંથી ૨ ડઝનને ૫ પેન વેચી તો તેની પાસે બાકી કેટલી રહી ?

(૪૮) રૂ. — આ. — પા.
૯૪ — ૮ — ૬
૪૫ — ૪ — ૯

(૪૯) રૂ. — આ. — પા.
૧૦૫ — ૪ — ૯
૯૯ — ૮ — ૩

(૫૦) રૂ. આ. પા.
૨૩૭ — ૨ — ૪
૧૫–૧૦ — ૬

(૫૧) રૂ. આ. પા.
૩૪૮ — ૪ — ૩
૧૨ — ૦ — ૯

(૫૨) રૂ. આ. પા.
૨૨૫ — ૦ — ૬
૧૧૭ — ૮ — ૩

(૫૩) રૂ. આ. પા.
૫૫ – ૦ – ૦
૧૮ – ૫ – ૬

(૫૪) હં. ર.
૧૫—૫૮
૧૦૨ – ૬ ઔંસ

(૫૫) મણ. શેર રૂપીઆભાર
૪૪૫ – ૮ — ૧૦
૧૭ – ૧૫ — ૧૫

(૫૬) એક માણસે **૫૨** વાર કપડું લીધું તેમાંથી ૮ વાર **૨** ફૂટનાં પહેરણ, **૧૫** વાર **૧** ફૂટનાં બદન સીવડાવ્યાં તો કેટલું કપડું બાકી રહ્યું ?

(૫૭) એક માણસે રૂ. **૯૭—૪** આનાનું રેશમી કાપડ લેવામાં ખર્ચ્યા અને બીજા માણસે તેના કરતાં રૂ. **૧૫—૮** આના ઓછા ખર્ચ્યા તો બન્ને મળીને કેટલા રૂપીઆ ખર્ચ્યા ?

(૫૮) તમે **૧૨૫** રૂ. લઇ કાપડ લેવા ગયા. કાપડીઆએ નીચે પ્રમાણેનું બીલ બનાવ્યું. તેમાં માદરપાટના રૂ. ૯–૮–૬, ધોતીયાંના રૂ. **૧૫–૧૦–૦**, ખમીસ માટે ટવીલના રૂ. **૧૮–૫–૦**, કોટ માટે ટસરના રૂ. **૨૯–૧૦–૬**, કોટ માટે અસ્તરના રૂ. **૫–૪–૯** અને રૂમાલના રૂ. **૩–૬–૦** થયા તો તમે કેટલા પૈસા પાછા લાવશો ?

(૫૯) એક માણસ પાસે બેંકમાં રૂ. **૧૧૫–૮–૬** હતા. તેમાંથી તેણે રૂ. **૫૬–૧૦–૦** ખર્ચ માટે ઉપાડી લીધા અને પછી **૩૫** રૂ. **૧૨** આ. બેંકમાં મૂકયા. તો તેની પાસે કેટલું નાણું રહ્યું ?

(૬૦) ૨૦૦ રૂ. ૮ + **૯૫** રૂ. **૧૪** આ. ૬ પા.—**૧૪૭** રૂ. ૬ આ. ૬ પા.

# પ્રકરણ ૧૬ મું.

## આણપાણના સરવાળા.

## મનોયત્ન.

મોંએથી ગણી જવાબ કહો.

(૧) ૭ા + ૪ા (૨) ૮ા + ૨ા (૩) ૯ા + ૫ા

(૪) ૧ માં, ૦ા, ૦ા ઉમેરતાં જઇ ૨૫ સુધી બોલી જાઓ.

(૫) ૧ માં ૦ાા, ઉમેરતા જઈ ૩૧ સુધી બોલી જાઓ.

(૬) ૩ા≈ + ૧૪ાા– (૭) ૫ાા≈ + ૨)–

(૮) ૪ાા + ૨ાા (૯) ૭ા + ૩ાા≈ (૧૦) ૪ા≈ + ૫ાા≈

દા. ૧ લો.

| | |
|---|---|
| ૧૮ાા ≈<br>૧૨૫ાા –<br>૨૨૯ાા ≈ | આ દાખલામાં ત્રણ પરિમાણ છે. આખા રૂ-<br>પીઆ, પાવલાં અને આના. પહેલાં આનાનો<br>સરવાળો ૩ ને ૧, ૪ ને ૨, ૬ આના થયો |
| ૩૭૪ ) ≈ | તેમાંથી ૧ પાવલું નીકળે ને ૨ આના વધે તે |

આના નીચે લખ્યા. ૧ પાવલું, પાવલાં ભેગું લીધું તો ૧ ને ૩, ૪ ને ૨, ૬ ને ૨, ૮ પાવલાં થયાં. તેમાંથી બે રૂપીઆ આખા નીકળ્યા તે રૂપીઆ ભેગા લીધા. પાવલાં ન રહ્યાં માટે ઓળાયો કર્યો અને પછી બે રૂપીઆનો રૂપીઆ ભેગો સરવાળો કર્યો.

## મનોયત્ન.

| (૧૧) | (૧૨) | (૧૩) |
|---|---|---|
| ૪૬ાા | ૧૦૧ા | ૩૬ા |
| ૫ા | ૩૭૮ાા | ૦ાા |
| ૧૭ાા | ૨૮૨ાા | ૧૨૭ા |
| ૪૩) | ૧૭ાા | ૮ા |
| ૪૫ાા | ૩ાા | ૫) |

| (૧૪) | (૧૫) | (૧૬) |
|---|---|---|
| રૂ. ૧૫ાા≈ | રૂ. ૧૪૭ા≈ | ૭ાા≈ |
| ૧૨૭ા– | ૨૩૫)– | ૧૨૬ાા≈ |
| ૧૮ાા≈ | ૩૪૭ા≈ | ૯૮ાા≈ |

(૧૭) શેર ૩૨ા≈ (૧૮) ૩૭ાાા≈
૧૪૭ાાા≋ ૨૮ા≋
૮)≈ ૪૫ાાા≈

---

દા. ૨ જો.

| | |
|---|---|
| ૧૨૭ )≋ | આ દાખલામાં પા આનીઓનું એક પરિ- |
| ૬૭૫ાાા≋ાાા | માણ વધારે છે તેનો સરવાળો કરી તેમાંથી |
| ૨૦૭ા ૦ાા | આના કાઢી આના ભેગા લઇ લીધા અને |
| ૧૦૦) ૦ા | પા આનીઓ, પા આનીઓની નીચે લખી. |
| ૬ા –ાાા | |
| ૧૧૧૬ાાા –ા | જવાબ ૧૧૧૬ાાા –ા |

દા. ૩ જો. એક વેપારીએ પહેલે દિવસે **૧૦ાા** મણ **૬ા** શેર બીજે દિવસે **૭ાા** મણ ને **૨ા** શેર અને ત્રીજે દિવસે **૧૨ાા** મણ ને **૩ા** શેર ઘી વેચ્યું તો ત્રણે દિવસ થઇ તેણે કુલ કેટલું ઘી વેચ્યું ?

| મ. | શે. |
|---|---|
| ૧૦ાા | ૬ા |
| ૭ાા | ૨ા |
| ૧૨ાા | ૩ા |
| ૩૧ા | ૧૨ા |
| ૩૧ાા | ૨ા |

આ દાખલામાં પહેલાં પાશેરાનો સરવાળો કરી તેમાંથી શેર કાઢી લીધા તે શેર ભેગા ઉમેર્યા તો **૧૨** શેર થયા. **૧૨** શેરમાંથી **૦ા** મણ જુદો કાઢી લીધો અને **૨** શેર વધ્યા તે લખ્યા. **૦ા** મણ, **૦ા** મણ ભેગો ગણી **૩૧ાા** મણ થયા.

## મનોયત્ન.

(૧૯) એક માણસે રૂ. ૪૦ાા≈ નું અનાજ **૧૨ાા–ા** નું ઘી અને **૨૪ાા–ાા** નું કાપડ લીધું તો તેણે કુલ શું ખર્ચ્યું ?

**સરવાળો કરો.**

(૨૦) રૂ. ૬ા ≈ાાા
૪૫ાા≈ાા
૭ાા–ા

(૨૧) રૂ. ૧૫)–ા
૨૮ાાા–ાાા
૧૦૫)≈ાા

(૨૩) રૂ. ૩૭ાા≋ાાા
૮૯ાાા≈ા
૧૫૬ા≋ાા

(૨૪) ૧૧૫)૦।
૩૭।=
૪૬॥≡॥
___

ખાંડી મણ
(૨૫) ૧૯॥ ૪।
૨૭।॥ ૧૮।॥
૧૦૫॥ ૫।
___

(૨૬) એક મહિનામાં ૭।=॥ દુધમાં, ૧૭॥ દાણામાં, ૨૫।=॥ કપડામાં, ૮॥≡ પુસ્તકો વગેરેમાં અને ૨૮)૦॥ બીજા ખર્ચ્યા તો એકંદર ખર્ચ કેટલો થયો?

## આણુપાણુની બાદબાકી.

### મનોયત્ન.

**મોંએથી ગણી જવાબ કહો.**

(૨૭) ૧૨॥ −૯)
(૨૮) ૧૨॥ −૯।
(૨૯) ૧૨॥ −૯॥
(૩૦) ૧૨॥ −૯।॥
(૩૧) ૧૨) −૯।
(૩૨) ૧૨) −૯॥
(૩૩) ૧૨) −૯।॥
(૩૪) ૧૨। −૯।॥
(૩૫) ૧૨। −૯॥
૧૨। −૯।

(૩૭) ૭॥ — ૪। (૩૮) ૩॥— ૧॥ (૩૯) ૨। — ૦॥
(૪૦) ૧૨। — ૬॥ (૪૧) ૧૩। — ૯।॥ (૪૨) ૧૨॥=—૯॥
(૪૩) ૧૨॥=—૯॥= (૪૪) ૧૨॥=—૯॥~

આ દાખલા ગણવાથી તમારા ધ્યાનમાં આવી ગયું હશે કે પહેલી રકમમાં પાણો ઓછી હોય તો એક પૂર્ણાંકની ચાર પાણો કરીને પછી પાણોની બાદબાકી કરવી અને તે લીધેલો પૂર્ણાંક ઓછો ગણવો.

દા. ૪ થો. ૬૩ ગદિઆણાને ૯ વાલ ચાંદીમાંથી ૪૭ ગદિઆણાને ૧૪ વાલનાં સાંકળાં કરાવ્યાં તો બાકી કેટલી ચાંદી વધી?

| ગ. | વા. | |
|---|---|---|
| ૬૩. | ૯. = | ૬૩॥~ |
| −૪૭. | ૧૪. = | ૪૭॥= |
| | | ૧૫॥≡ |

પહેલાં રકમોને આણુપાણુના રૂપમાં લખી. પછી આનીઓ (વાલ) થી બાદબાકી શરૂ કરી. એક પાણ વદી લઇને તેની આનીઓ ચાર આની

એક આનીમાં મેળવી તો પાંચ આની થઇ તેમાંથી ૨ આનીઓ બાદ કરી, તો ત્રણ આની રહી તે બાદબાકીમાં મૂકી. એક પાણ લીધી હતી તે ત્રણ પાણમાં ઉમેરી ચાર પાણ થઈ. ઉપલી રકમમાં ૨ પાણો છે તેમાં ૧ આખો એટલે ચાર પાણ ઉમેરી તો ૬ પાણ થઇ તેમાંથી ચાર બાદ કરી, બે રહી તે બાદબાકીમાં મૂકી. ૧ આખો લીધો હતો તેવો એક આખો નીચેની રકમ માટે લીધો. ૭ ને ૧, ૮. ૩ માંથી ૮ જાય નહિ તેથી એક દશક ઉમેરી ૧૩ કર્યા. ૧૩ માંથી ૮ જાય તો ૫ રહ્યા. ૪ માં ૧ ઉમેર્યો તો ૫ થયા. ૬ માંથી ૫ ગયા તો એક રહ્યો. એ રીતે બાદબાકી પૂરી થઇ.

દા. ૫ મો. ઘરમાંથી જુનાં વાસણો શેર ૨૫ાા=ાા વેચી મારી નવાં વાસણો શેર ૪૩ા-ાા લીધાં તો ઘરમાં વાસણોનું કેટલું તોલ વધ્યું ?

| | |
|---|---|
| ૪૩ા-ાા | આ દાખલામાં ૦ા અધોળથી બાદબાકી શરૂ |
| —૨૫ાા=ાા | કરીએ છીએ ને ક્રમે ક્રમે અધોળ, પાશેર |
| ૧૭ાા=ાા | અને પૂર્ણાંક શેરની બાદબાકી કરીએ છીએ. |

દા. ૬ ઠ્ઠો–એક તાકામાં ૨૩ વાર ને ૧૦ાા ઇંચ કપડું હતું તેમાંથી ૧૬ વારને ૨૩ાા ઇંચનાં કપડાં શિવડાવ્યાં તો કેટલું કાપડ વધ્યું ?

૨૩ વા ૧૦ાા ઇંચ= વા.૨૩ા ઈ.૧ાા વારના ઇંચ ૩૬ માટે ૦ા
૧૬ ૨૩ાા = ૧૬ાા પાાા વારના ૯ ઇંચ થાય તે

| | |
|---|---|
| ૨૩ા વા ૧ાા ઇંચ | મુજબ આણપાણનું રૂપ |
| — ૧૬ાા પાાા | રકમોને પહેલું આપ્યું. પછી |
| ૬ાા ૪ાા | ઇંચની બાદબાકી પહેલી |

શરૂ કરી જરૂર પડે ૦ા વાર વદી તરીકે લઇને તેના નવ ઇંચ ગણ્યા. પછી વારની બાદબાકી પૂરી કરી જવાબ કાઢ્યો.

## મનોયત્ન.

| (૪૫) ૨૨૫ાાા= | (૪૬) ૪૬ા= | (૪૭) ગ.૯૧ા- |
|---|---|---|
| -૫૮ાા- | -૮ાા≥ | -૪૩ાા= |

(૪૮) ૨૮)
-૨૦॥≡

(૪૯) ૪૩॥=॥
-૧૪।≡।

(૫૦) ૧૩૭⌐॥
-૨૪॥=॥

(૫૧) મગન પાસે રૂ. ૫૬।= હતા. તેમાંથી તેણે ૨૨॥=। છગનને આપ્યા તેની પાસે શું રહ્યું ?

(૫૨) એક પલ્લામાં શે. ૧૫॥=॥ ચોખા છે. બીજામાં શે. ૬॥૦॥ છે. બન્ને પલ્લાં સરખાં કરવા પહેલામાંથી કેટલા ચોખા લઇ બીજામાં નાંખવા ?

(૫૩) રૂ. ૭॥= કરવા માટે રૂ. ૦।૦॥ માં શું ઉમેરવું જોઇએ ?

(૫૪) કનુ પાસે રૂ. ૪૦॥~ છે. તેના કરતાં મનુ પાસે રૂ. ૭॥=॥ જેટલા ઓછા છે; તો મનુ પાસે કેટલા ?

(૫૫) એક માણસે ૮॥ કલાક સુધી ચાલવાનું માથે લીધું. પણ ક.૪॥। ૧૦ મિ ચાલ્યો, તો તે કેટલો વખત ઓછું ચાલ્યો ?

## પ્રકરણ ૧૭ મું.

## વિવિધ પરિમાણોના ગુણાકાર.

### મોંએથી ગણીને જવાબ કહેો.

(૧) ૪ ઈંચ લંબાઇની દોરીના ૯ કડકા સાથે હારમાં મૂકીએ તો કેટલી લંબાઇની દોરી થાય ?

(૨) ૧૧ આના દરેકને આપીએ તો ૧૬ છોકરાને આપવાને કેટલું નાણું જોઇએ ?

(૩) ૬ આનાની ૧ ચોપડી તો ૫ ચોપડીનું શું બેસે ?

(૪) ૨ રૂપીઆ ૩ આનાની એક ટોપી, તો ૪ ટોપીનું શું ?

(૫) એક ગુણમાં ૪ મણ ૫ શેર અનાજ હોય એવી ૮ ગુણમાંથી કેટલું અનાજ નીકળે?

(૬) ૬ મણ ૩ શેર × ૧૧ (૭) ૫ રૂ. ૮ આ × ૯

(૮) ૫ આ. ૩ પા. × ૮ (૯) ૨ રૂ. ૬ આ. ૪ પા. × ૩

(૧૦) ૫ વા. ૨ ફૂટ × ૪

દા. ૧ લો. ૨ શેર અને ૭ રૂપીઆભારનાં વજનવાળી ૯ પીત્તળની થાળી લીધી તો તેનું કુલ વજન કેટલું થાય ?

| | | | |
|---|---|---|---|
| ૨ શેર | ૭ રૂ. ભા. | | |
| | × ૯ | | |
| ૧૮ શેર | ૬૩ રૂ. ભા. | | |
| ૧ | ૨૩ | | |
| ૧૯ | | | |

જવાબ ૧૯ શેર ૨૩ રૂ.ભા.

શેરનો ગુણાકાર ૧૮ આવ્યો, તે શેર નીચે લખ્યા. અને રૂ.ભારનો ગુણાકાર ૬૩ રૂ. ભાર આવ્યો તેને ૪૦ ભાગી શેર ૧ કાઢી લઇ શેર નીચે લખ્યો અને ૨૩ રૂ.ભાર બાકી રહ્યા તે રૂ. ભાર નીચે લખ્યા; અને સરવાળો કરી જવાબ લખ્યો.

દા. ૨ જો. દરરોજના રૂ. ૩. ૭ આ. ૮ પાઇ લેખે ૧૧ અઠવાડીઆંનું ખર્ચ કેટલું આવે ?

| રૂ. | આ. | પાઇ | |
|---|---|---|---|
| ૩ | ૭ | ૮ | |
| | × | ૭૭ | |
| ૨૧૦ | ૪૯૦ | ૫૬૦ | × ૭૦ |
| ૨૧ | ૪૯ | ૫૬ | × ૭ |
| ૩૬ | ૫૧ | ૬૧૬ | |
| ૨૬૭ | ૫૯૦ | ૪ | |
| | ૧૪ | | |

જવાબ. રૂ. ૨૬૭–૧૪–૪

૧૧ અઠવાડીઆના ૭૭ દિવસ માટે ૭૭ ગુણ્યા. રૂપીઆ, આના, પાઇને ૭૦ વડે ગુણ્યા એટલે ૨૧૦ રૂ. ૪૯૦ આના અને ૫૬૦ પાઇ આવ્યા તે રૂ. આ. પા. નીચે મૂક્યા પછી ૭ વડે ગુણ્યા અને ૨૧ રૂ. ૪૯ આના અને ૫૬ પાઇ આવ્યા તે તેમને સ્થાને મૂક્યા. સરવાળો લેતાં પાઇઓનો સરવાળો ૬૧૬ થયો તેમાંથી આના ૫૧ નીકળ્યા તે આના નીચે લખ્યા અને ૪ પાઇ શેષ વધ્યા તે પાઈ નીચે લખ્યા. આનાનો સરવાળો ૫૯૦ થયો તેમાંથી રૂપીઆ ૩૬ નીકળ્યા તે રૂપીઆ ભેગા લખ્યા અને ૧૪ આના રહ્યા તે આના નીચે લખ્યા. પછી રૂપીઆનો સરવાળો કર્યો અને જવાબ કાઢયો.

દા. ૩ જો. તારના થાંભલાઓ વચ્ચેનું અંતર ૭૦ વાર ૨ ફૂટ હોય તો પહેલાને ૩૫ મા થાંભલા વચ્ચે કેટલું અંતર ?

| | | | |
|---|---|---|---|
| | ૭૦ વાર | ૨ ફૂટ | |
| | | × ૩૪ | |
| | ૨૧૦૦ | ૬૦ | × ૩૦ |
| | ૨૮૦ | ૮ | × ૪ |
| માઇલ | ૨૨ | ૬૮ | |
| ૧ | ૨૪૦૨ | ૨ | |
| | ૬૪૨ | | |

પહેલાં વાર ને ફૂટને ૩૦ ગુણ્યા અને ૨૧૦૦ વાર અને ૬૦ ફૂટ આવ્યા તે વારને ફૂટ નીચે લખ્યા. પછી ૪ વડે ગુણ્યા તો ૨૮૦ વાર ૮ ફૂટ આવ્યા તે વારને ફૂટ નીચે લખ્યા. સરવાળા કરી ફૂટમાંથી ૨૨ વાર કાઢી વાર ભેગા લીધા

(જવાબ ૧ માઇલ ૬૪૨ વાર ૨ ફૂટ) અને વારનો સરવાળો લીધો તે ૨૪૦૨ થયો તેમાંથી ૧ માઇલ કાઢી લીધો અને ૬૪૨ વાર રહ્યા તે વાર નીચે લખ્યા. એમ જવાબ ૧ માઇલ ૬૪૨ વાર ૨ ફૂટ આવ્યો.

## મનોયત્ન. અ

### નીચેના દાખલાઓના ત્રણ જુદા જવાબ લખોઃ—

(૧) ૫ પાઇ× ૩, ૪ ને ૫; ૧ આ. ૪ પાઇ × ૩, ૪, ને ૬,

(૨) ૨ આ. ૩ પાઈ × ૨, ૪ ને ૬; ૧ આ. ૧૦ પાઇ × ૨, ૩, ૪,

(૩) ૩ આ. ૫ પાઇ × ૩, ૫, ૬, ૩ આ. ૭ પાઈ × ૪, ૫, ૭,

(૪) ૨ આ. ૪ પાઈનું શેર દૂધ તો ૩ શેરનું શું ?

(૫) એક રંગની પેટીની કિંમત ૨ આ. ૬ પાઇ પડે તો ૪ પેટીનું શું પડે ?

(૬) સાત છોકરા સરકસનાં પ્રાણી જોવાને ગયા. ટીકીટનો ભાવ ૭ પાઇ હોય તો જે એક છોકરો બધી ટીકીટો લઇ આવે તે શું આપશે ?

(૭) મગન એક અઠવાડીઆમાં ૨ આ. ૯ પાઇ બચાવે છે તો ૪ અઠવાડીઆમાં શું બચાવશે ?

(૮) ૨ આ. ૪ પાઈ + ૧ આ. ૧૦ પાઇને ૫ વડે ગુણો.

(૯) ૬ પાઈની એક નોટ એવી બે ડઝન નોટ, અને ૪ પાઇનો એક કાગળ એવા ઘા કાગળ લીધા તો એકંદર શું આપવું પડશે ?

(૧૦) છગન એક ગાંધીને ત્યાંથી નીચે પ્રમાણેની વસ્તુઓ લાવ્યો.

૫ શેર ખાંડ ૨ આને શેર પ્રમાણે;

૧ શેર ચા રૂ. ૧। શેર પ્રમાણે;

૨॥ શેર મેથા ૨ આને શેર પ્રમાણે;

૫ તોલા એલચી ૧ આનો ૬ પાઇએ તોલા પ્રમાણે;

તો તે ગાંધીને એકંદર કેટલા પૈસા આપશે ?

(૧૧) ૧ રૂ. ૨ આ. ૬ પાઇ રતલના ભાવથી ૬ રતલ ચાની શું કિંમત ?

(૧૨) ૧ રૂ. ૨ આને મણના ભાવથી ૧૫ મણ કોયલાની શું કિંમત ?

(૧૩) ૧ આ. ૫ પાઈ ને ૨ આ. ૨ પાઇના સરવાળાને ૮ વડે ગુણો.

(૧૪) ૧ ચોપડીના ૪ આ. ૬ પાઇ અને સ્લેટના ૩ આ. ૯ પાઈ બેસે તો ૫ છોકરા માટે ચોપડીઓ અને સ્લેટો લેવાનું શું બેસશે ?

(૧૫) મગન પાસે ૧ આ ૮ પાઇ છે અને સીતા પાસે બમણા પૈસા છે તો બન્નેના મળીને કેટલા ?

(૧૬) એક કાછીઆને ત્યાં દુકાનેથી નીચે પ્રમાણે માલ લીધો.

૩ શેર બટાકા ૧ આનો ૬ પાઇના શેર પ્રમાણે;

૦॥ શેર સરગવાની શીંગ ૨ આના ૬ પાઇની શેર પ્રમાણે;

૫॥ શેર કોબીજ ૧ આનો ૩ પાઇની શેર પ્રમાણે; અને

૨ શેર વેંગણ ૨ આના ૩ પાઇના શેર પ્રમાણે;

તો તેને એકંદર શું આપવું પડશે ?

(૧૭) મગન દારૂખાનાની દુકાનેથી $\frac{1}{2}$ ડઝન ફટાકાની પેટી ૨ આ ૬ પાઈની એક પ્રમાણે; $\frac{1}{2}$ ડઝન મોટા ટેટા ૧ આ. ૩ પાઇના એક પ્રમાણે; $\frac{1}{2}$ ડઝન બપોરીઆની પેટી ૬ પાઈની એક પ્રમાણે; ૧ ડઝન ફૂલકર ૩ પાઇની એક પ્રમાણે લાવ્યો તો તેણે કેટલો ખર્ચ કર્યો ?

## મનોયત્ન. વ

### નીચેના દાખલાઓના ત્રણ જુદા જવાબ લખોઃ—

(૧) ૩ આ ૪ પાઈ × ૭, ૧૨, ૧૩,
(૨) ૪ આ. ૭ પાઈ × ૭, ૧૮, ૧૯
(૩) ૫ આ. ૮ પાઈ × ૯, ૧૪, ૧૫
(૪) ૧૦ આ. ૯ પાઈ × ૧૧, ૨૪, ૩૦
(૫) ૧૨ આ. ૬ પાઈ × ૩૦, ૩૨, ૨૪
(૬) ૧ રૂ. ૨ આ. ૫ પાઈ × ૨૪, ૪૦, ૩૨
(૭) ૧ રૂ. ૩ આ. ૬ પાઈ × ૨૦, ૧૮, ૩૪
(૮) ૧ રૂ. ૫ આ. ૭ પાઈ × ૧૪, ૧૩, ૧૧
(૯) ૧૫ આ. ૮ પાઇ × ૨૭, ૨૬, ૩૨
(૧૦) ૨ રૂ. ૧૦ આ. ૩ પાઈ × ૬૦, ૫૯, ૬૧
(૧૧) ૩ રૂ. ૧૫ આ. ૬ પાઈ × ૭૦, ૬૯, ૭૪
(૧૨) જો મગન દરરોજ ૫ આ. ૪ પાઇ કમાય તો ૨૭ દિવસમાં શું કમાશે?

(૧૩) પીછોડી બનાવવા મગનના બાપા ૧ વારના ૮ આ. ૯ પાઈના ભાવે ૧૪ વાર ખાદી આણી તો કાપડીઆને તે શું આપી આવશે?

(૧૪) એક માણસે દરરોજ ૧૫ આ. ૬ પાઇ પ્રમાણે ૨૮ દિવસ ખર્ચ કરે છે અને ૧૪ રૂ. ૧૦ આ. ૬ પાઇ બચાવે છે તો તેટલા વખતમાં તે શું કમાયો?

(૧૫) એક સીવવાનો સંચો રોકડે લઇએ તો રૂ. ૧૧૫ માં મળે છે અને હપ્તાથી દર મહીને ૧૦ રૂ. ૫ આ. ૪ પાઇ ૧૨ મહીના સુધી આપવા પડે છે તો રોકડેથી લેતાં શું ફાયદો થાય?

(૧૬) ½ ગ્રોસ પેન્સીલ ૧ રૂ. ૫ આ. માં વેચાતી લીધી અને ૪½ પાઈની એક, એ ભાવે વેચીનાખી તો શું ફાયદો થાય ?

(૧૭) મગને ૫ રૂ ૭ આને ૧ એવી ૨૬ ખુરશી ખરીદી અને છગને ૨૬ ખુરશી ૯ રૂ. ૬ આને ૧ ના ભાવથી ખરીદી તો કોણે કેટલા રૂપીઆ વધારે આપ્યા ?

(૧૮) ૫૬ રૂ. ૩ આ. ૨ પાઇ × ૧૩

(૧૯) ૩ આ. ૯ પાઈએ ડઝનના ભાવના ૧૨૦ ફટાકા અને ૧ આ. ૩ પાઇની એક નારંગીના ભાવથી ૧૨૦ નારંગી આણી તો શું ખર્ચ થયો ?

(૨૦) ૧ રૂ. ના ૧૨ શેર મગ મળે તો ૪૫ રૂ. ના કેટલા મળે ?

(૨૧) ૧ વા. ૧ ફૂટ ૩ ઈંચ × ૭, ૧૦, ૧૨

(૨૨) ૨ વા. ૨ ફૂટ ૬ ઈંચ × ૯, ૧૩, ૧૬

(૨૩) ૧ વા. ૨ ફૂટ લાંબી પટીથી ઓરડાની લંબાઇ માપી તો ૧૨ પટી થઇ તો ઓરડાની લંબાઇ કેટલી ?

(૨૪) એક ખાદીના તાકામાંથી ૩ વા. ૧ ફૂટ ૪ ઈંચ માપ પ્રમાણે ૧૫ પહેરણની ખાદી કાપી કાઢી અને ૨ વાર ૧ ફૂટ ખાદી રહી તો તાકામાં ખાદી કેટલી ?

(૨૫) ૫ મણ ૮ શેર × ૯, ૧૫, ૨૪

(૨૬) ૨ ખાંડી ૮ મણ ૧૫ શેર × ૮, ૧૭, ૩૨

(૨૭) એક રતલી ચાના ડબાનું વજન ૧ રતલ ૨ ઔંસ થાય તો એવા ૯૫ ડબાનું વજન કેટલું ?

(૨૮) એક ચોખાની ગુણનું વજન ૪ મણ ૯ શેર વજન થાય તો એવી ૧૧૫ ગુણનું વજન કેટલુ ?

(૨૯) ૧ પૌ. ૭ શિ. ૯ પે × ૧૦, ૩૨, ૪૦

(૩૦) ૩ પૌ. ૧૨ શિ.૪ પે. × ૧૯, ૪૨, ૫૦

(૩૧) ૪ મિ. ૧૫ સે. × ૬, ૧૪, ૨૦
(૩૨) ૨ અઠ. ૪ દિ. ૮ કલાક × ૬, ૨૪, ૪૦
(૩૩) ૨ મિનિટ ૧૫ સેંકડમાં એક ગાડી ૧ માઈલ જાય તો ૪૫ માઈલ જતાં કેટલો વખત લાગે ?
(૩૪) એક નિશાળમાં વરસ દિવસમાં ૮ અડવાડીઆં ૨ દિવસની રજા પડે છે. એક વિદ્યાર્થી તે નિશાળમાં ૯ વરસ ગયો તો તેણે કેટલી રજા ભોગવી.
(૩૫) ૧ વરસના ૩૬૫ દિવસ તો ૩ વરસના કેટલા ? ૧૧ વરસના કેટલા દિવસ ? ( બીજા હિસાબમાં ૨ દિવસ ઉમેરો )

---

## પ્રકરણ ૧૮ મું.

## વિવિધ પરિમાણના ભાગાકાર.

**મોંએથી ગણી જવાબ કહો.**

૩ આનાના શેર કારેલાં તો ૧ આનાના કેટલાં ?(જુના પૈસાભાર )
૧ શેરને ૨૪ મો ભાગ કેટલો ? ( નવા પૈસાભાર )
૧૨ રૂપીઆ ÷ ૧૬, ૧૫ શેર ÷ ૪૦, ૧ રૂ. ૧૪ આ. ÷ ૫, ૩૧ રૂ. ૧૪ આ. ÷ ૩૦.
૧ રૂ. નો ૧૦ મો ભાગ કેટલો ? ( દોકડા )
પાંચ આનાનાં શેર મરી મળે તો ૧ આનાનાં કેટલાં ( તોલા )
૧ મણ ખાંડનાં પાંચ રૂપીઆ તો ૧ શેરનું શું બેસે ?
૧ રૂપીઆના ૧ મણ કોલસા મળે તો ૦)॥ ના કેટલા થાય ?
૨૦ રૂપીએ તોલો સોનું મળે તો ૨ વાલનું શું બેસે ? ૧ વાલનું શું આપવું પડે ? ૧ રતીનું શું બેસે ?

દા. ૧ લે. રૂ. ૨૪૩-૧૨ આ. ÷ ૧

```
૧૫) ૨૪૩ રૂ. (૧૬ રૂ.
    ૧૫
    ૯૩
    ૯૦
     ૩ રૂ.
   × ૧૬
    ૪૮ આ.
   +૧૨
૧૫) ૬૦ આ. ( ૪ આ.
    ૬૦
    ૦૦
```

```
૧૫) રૂ. ૨૪૩-૧૨
        ૧૬-૪ આ.
```

સાદા ભાગાકારની માફક આવા ભાગાકારમાં ભારે પરિમાણથી ભાગાકાર શરૂ કરવો અને શેષ વધે તેનું તેનાથી ઉતરતું પરિમાણ કરવું અને તેમાં તે પરિમાણની આવેલી સંખ્યા ઉમેરી પાછો ભાગાકાર કરવો એમ ભાગાકાર પુરો કરવો.

દા. ૨ જો. ૧૨ તો ૧ ગ. ૨ વા. ૧ રતિ ÷ ૧૭

```
    ૧૨ તો.
   × ૨
    ૨૪ ગ.
   + ૧
૧૭) ૨૫ ગદી. (૧ ગ.
    ૧૭
     ૮
   × ૧૬
    ૧૨૮ વા.
```

```
    ૧૨૮ વા.
   + ૨
૧૭) ૧૩૦ વાલ (૭ વાલ
    ૧૧૯
     ૧૧
   × ૩
     ૩૩ રતી
   + ૧
૧૭) ૩૪ રતી (૨ રતી
    ૩૪
    ૦૦
```

જવાબ ૧ ગ. ૭ વા. ૮ રતી.

દા. ૩ જો. ૧૪૦ વાર ૨ ફૂટ ની પાટીના બંડલમાંથી ૩ વાર ૨ ફૂટના કેટલા કકડા થઇ શકે અને બાકી કેટલી પાટી વધે?

| | | |
|---|---|---|
| ૧૪૦ વાર | ૩ વાર | ૧૧) ૪૨૨ ફૂટ |
| × ૩ | × ૩ | ૩૮ અને ૪ ફૂટ શેષ |
| ૪૨૦ ફૂટ | ૯ ફૂટ | |
| +૨ | +૨ | ૩૮ કકડા, ૧ વાર ૧ ફૂટ શેષ વધે. |
| ૪૨૨ | ૧૧ ફૂટ | |

આવા દાખલા જેમાં ભાજ્ય અને ભાજક બંને વિવિધ પરિમાણે હોય ત્યાં બંનેને **એક સરખા હલકાં પરિમાણમાં** ઉતારવાં અને પછી ભાગાકાર સાદી રીતે કરવો. જવાબ આવે તે સાદી સંખ્યા આવે અને શેષ વધે તે હલકા પરિમાણની સંખ્યા રહે.

દા. ૪ થો. ૮ ખાંડી ૧૨ મણ ૬ શેર બાજરી છે. તેને કોઠીઓમાં ભરવી છે. દરેક કોઠીમાં ૯ મણ–૧૦ શેર માય છે તો કેટલી કોઠીઓ ભરાય અને બાકી કેટલી બાજરી વધે?

| ભાજ્ય | ભાજક | ૩૭૦) ૬૮૮૬ (૧૮ |
|---|---|---|
| ૮ ખાંડી | ૯ મણ | ૩૭ |
| × ૨૦ | ×૪૦ | ૩૧૮ |
| ૧૬૦ મણ | ૩૬૦ શેર | ૨૯૬ |
| +૧૨ | +૧૦ | ૨૨–૬ શેર શેષ |
| ૧૭૨ મણ | ૩૭૦ શેર | ૨૨૬ શેર=૮ મણ ૧૬ શેર |
| ×૪૦ | | |
| ૬૮૮૦ શેર | | |
| +૬ | | |
| ૬૮૮૬ શેર | | જવાબ ૧૮ કોઠી ને ૮ મણ ૧૬ શે. વધે. |

## મનોયત્ન.

(૧) ૧૫ આ. ÷ ૪, ૫, ૯
(૨) ૧૮ આ. ૮ પા. ÷ ૨, ૭, ૮
(૩) ૧ રૂ. ૧૦ આ. ÷ ૪, ૬, ૮
(૪) ૪ રૂ. ૧૦ આ ÷ ૬, ૮, ૯
(૫) ૩ રૂ. ૧૦ આ. ૮ પા. ÷ ૨, ૬, ૯

(૬) ૬ આનામાં ૧ વાર માદરપાટ મળે તો ૦૧ વારનું શુ બેસે?

(૭) એક ગાડીવાળાને ૭ ઘોડાને ખવડાવવાનો ખર્ચ એક અઠવાડીઆમાં રૂ. ૩૩-૧૧ આ. થાય તો એક ઘોડાનો કેટલો ?

(૮) ૭ આ. ૩ પા. નો ચોથો ભાગ શું ?

(૯) ૧૩ આ. ૩ પા. નો ત્રીજો ભાગ શું ?

(૧૦) ૯ રૂ. ૪ આ. ૬ પા. ÷ ૧૮, ૨૨ ને ૨૭,

(૧૧) એક માણસ પાસે ૮૦ રૂ. હતા. તેમાંથી તેણે વીશામાં ૧ રૂ. ૮ આ. ૫ ખર્ચ્યા અને બાકી રહ્યા તેની ૧૪ ખુરશી આણી તો દરેક ખુરશીનું શું આપ્યું ?

(૧૨) એક નિશાળમાં ઇનામ વહેંચવાને રૂ. ૩૫૯-૫-૪ જોઇતા હતા. ૪૯ માણસોએ સરખી રકમ આપીને તે આપ્યા તો દરેકે શું આપ્યું ?

(૧૩) ઇંગ્લાંડમાં એક માણસ ૬૪ પૌ-૧૧ શિ. ૬ પે. ૨૧ અઠવાડીઆમાં કમાય તો એક અઠવાડીઆમાં તે શું કમાય ?

(૧૪) એક મહિનામાં એક માણસને ત્યાં ૧૦ રૂ. નું દૂધ વપરાય છે તો દરરોજ કેટલાનું દૂધ આવતું હશે ?

(૧૫) ૨૨ રૂ. ૧૦ આ ૨ પાઇ ÷ ૧૫, ૨૭, ૪૦

(૧૬) ૧૮ રૂ. ૦ આ. ૪ પાઈ ÷ ૧૪, ૧૬, ૨૯

(૧૭) એક બાપે પોતાના પાંચ છોકરાને ૮ આના ૮ પાઇ વહેંચી આપ્યા. બાકી રહેલી પાઇ પોતે રાખી તો તેની પાસે શું રહ્યું ?

(૧૮) રૂ ૮૩-૧૧-૬ ÷ ૪, ૫૬, ૭૦

(૧૯) રૂ. ૧૨૦–૧૫–૮ ÷ ૧૦૦, ૧૦૮; ૧૦૨
(૨૦) પૌં. ૧૫૭–૨ શિ ૮ પે.÷ ૬૪. ૫૬, ૭૦
(૨૧) ૧૨ મણ ૪ શેર ÷ ૫, ૮, ૧૦
(૨૨) ૫ ખાં. ૮ મ. ૫ શેર ÷ ૧૫, ૧૬, ૨૦
(૨૩) ૩ ગા. ૧૫ મ.૧૦ શેર ÷ ૩૦, ૨૪, ૨૫
(૨૪) ૫ ટન ૮ હંડ્રવેટ ÷ ૧૬, ૧૪, ૫૪
(૨૫) ૬ ટન ૧૩ હંડ્રવેટ ૨ ક્વા. ÷ ૧૮, ૧૭, ૩૨
(૨૬) એક કણીઓ ૧૧૫ મણ ૮ શેર ઘઉં ૨૪ કોથળામાં સરખા વજનથી ભરે તો દરેક કોથળામાં કેટલા ઘઉં ?
(૨૭) એક વેપારી ૧૬ હંડ્રવેટ ૯૮ રતલ મીણબત્તી ખરીદીને તેમાંથી ૧૫ પેટી સરખા વજનની ભરે છે તો દરેક પેટીમાં કેટલું વજન થાય ?
(૨૮) ૩ ડઝન રમકડાંની કિંમત રૂ. ૪૮ આપી, તો સરેરાશ એક રમકડાની કિંમત શું ?
(૨૯) મગન અને સીતાને માટે બે જોડ ચંપલ ૪ રૂ. ૧૧ આ ૬ પાઇની આણી. તેમાં સીતાની ચંપલના ૩ આ. ૬ પાઈ વધારે બેઠા, તો મગનની ચંપલનું શું બેઠું ?
(૩૦) ૩ ઇનામની ચોપડીઓ અને ૪ ડઝન ગણિત ૨૯ રૂ. ૨ આ. નાં લીધાં. ઇનામની ચોપડીઓની કિંમત ૭ રૂ. ૨ આ. પડી તો ગણિતની એક ચોપડીની કિંમત શું ?
(૩૧) રૂ. ૭૨–૧૯ આ. ૬ પાઇ ÷ ૯૨. ૮૪, ૮૮
(૩૨) રૂ. ૫૭–૧૫ આ. ÷ ૫૫, ૬૦, ૫૨
(૩૩) જો ૨૫ માણસ એક અઠવાડીઆમાં રૂ. ૩૦૮–૫–૪ કમાય તો એક માણસ શું કમાય ?
(૩૪) ૮ ક. ૪ મિ. ૦ સે ÷ ૮, ૧૨, ૬
(૩૫) ૯ અઠ. ૨ દિ.૮ ક. ÷ ૫, ૩૫, ૪૦
(૩૬) સુરતથી ભરૂચ ૩૭ માઇલ છે. એક ગાડીને ૧ ક. ૧૫ મિ.માં જવાનું હતું તેને બદલે ગાડી ૧૮ મિ. મોડી ગઈ તો તે ગાડી સરાસરી ૧ માઇલ કેટલી મિનિટમાં ગઈ ?

# પ્રકરણ ૧૯ મું.

## અપૂર્ણાંક.

### ૧. લખવા વાંચવાની રીતનું પુનરાવર્તન.

$\frac{૨}{૩}$ = બે તૃતીયાંશ, $\frac{૩}{૫}$ = ત્રણ પંચમાંશ,
$\frac{૮}{૧૫}$ = આઠ પંદરાંશ, ૨$\frac{૨}{૩}$ = બે પૂર્ણાંક, બે તૃતીયાંશ,
$\frac{૩}{૪}$ = ત્રણ ચતુર્થાંશ, $\frac{૯}{૪}$ = નવ ચતુર્થાંશ,
$\frac{૫}{૨}$ પાંચ દ્વિતીયાંશ.

**લખો.**

ચાર સપ્તમાંશ, નવદશાંશ. પાંચ ષષ્ઠાંશ.
ત્રણ ચતુર્થાંશ. ત્રણ પૂર્ણાંક એક દ્વિતીયાંશ. બે નવમાંશ.
ચાર સોળાંશ. એક તૃતીયાંશ. બે પૂર્ણાંક ચાર અષ્ટમાંશ
ચાર પંચમાંશ.

**વાંચો.**

$\frac{૩}{૭}$, $\frac{૪}{૧૨}$, $\frac{૩}{૧૬}$, $\frac{૫}{૭}$, $\frac{૭}{૯}$, $\frac{૫}{૧૦}$, $\frac{૨}{૧૨}$, $\frac{૧}{૧૧}$, $\frac{૩}{૧૩}$, ૯$\frac{૧}{૭}$
૧૦$\frac{૭}{૧૨}$, ૧૫$\frac{૩}{૪}$ વગેરે,

### ૨. અપૂર્ણાંકના પ્રકાર.



$\frac{૭}{૮}$

પાસેની આકૃતિના આઠ ભાગ કરી એવા સાત આઠમા ભાગ લીધા માટે તે $\frac{૭}{૮}$ કહેવાય છે. આ ભાગ આખી વસ્તુ કરતાં નાનો જ હોય છે. અપૂર્ણાંક એટલેજ અધુરો ( પૂર્ણ નહિ ) અંક. લીધેલા ભાગ ને અંશ કહીએ અને જેટલા ભાગ કર્યા હોય તેને છેદ કહીએ. છેદ કરતાં અંશ ઓછા હોય ત્યારે જ તે અપૂર્ણાંક કહેવાય. માટે $\frac{૩}{૪}$, $\frac{૭}{૮}$, $\frac{૨}{૩}$, $\frac{૫}{૬}$, $\frac{૧૧}{૧૫}$ આવીજ સંખ્યાઓ ખરાં અપૂર્ણાંક **શુદ્ધ અપૂર્ણાંક** કહેવાય છે,

$\frac{\text{અંશ}}{\text{છેદ}}$ $\frac{5}{4}$, $\frac{12}{8}$, $\frac{8}{6}$ એમાં છેદ કરતાં અંશ વધારે છે. એ પણ અપૂર્ણાંકના રૂપમાં લખેલી રકમ છે. પહેલી રકમ $\frac{5}{4}$ તપાસીએ.




$\frac{5}{4}$ માં પાંચ ચોથા ભાગ લેવાના; એટલે એક વસ્તુના કરેલા ચારેચાર ચોથા ભાગ લીધા અને વળી એક વધુ પાંચમો ચોથો ભાગ ( બીજી વસ્તુના ચાર ભાગ કરીને ) લીધો છે એટલે $\frac{5}{4}$ આખી વસ્તુ કરતાં મોટો છે, અથવા ૧$\frac{1}{4}$ એટલે એક આખો ને એક ચોથા ભાગ જેવડો છે.

આ પ્રમાણે $\frac{5}{4}$, $\frac{12}{8}$, $\frac{8}{6}$ એ શુદ્ધ અપૂર્ણાંક નથી પણ **અશુદ્ધ** અપૂર્ણાંક છે.

### ૩. પૂર્ણાંક અપૂર્ણાંકનો સબંધ.

$\frac{4}{4}$, $\frac{8}{8}$, $\frac{6}{6}$ આ રકમોના **અર્થ**—એક વસ્તુના ચાર ભાગ કરી ચાર લીધા એટલે આખી વસ્તુ લીધી.

એક વસ્તુના આઠ ભાગ કરી આઠ આઠમા ભાગ લીધા એટલે આખી વસ્તુ લીધી. (આકૃતિ જુઓ)

એક વસ્તુના છ ભાગ કરી છએ છઠ્ઠા ભાગ લીધા એટલે આખી વસ્તુ લીધી. એટલે આ બધી સંખ્યાઓ એકનું જ રૂપ છે.



$\frac{8}{8} = 1$

એક સક્કરચન હોય તેના ૮ કકડા કરીને રકાબીમાં નાંખીએ અને તે બધા પછીથી ખાઈએ તો આપણે આખું સક્કરચન ખાધું એમજ કહેવાય, અને આખું સક્કરચન $\frac{8}{8}$ લખીને બતાવાય.

આ ઉપરથી **અંશ અને છેદ સરખાજ** હોય પછી તે ગમે તે સંખ્યા હોય તો પણ તેની કિંમત **એક** થાય.

$\frac{૫}{૪} = \frac{૪}{૪} + \frac{૧}{૪}$ આ વાત આગળની આકૃતિ પરથી બરોબર સમજાશે, $\frac{૫}{૪}$ માં $\frac{૪}{૪} = ૧$ અને $\frac{૧}{૪}$ વધારાનો છે એટલે $\frac{૫}{૪}$ ને $૧\frac{૧}{૪}$ એ રૂપમાં પણ લખી શકાય.

આ મુજબ $\frac{૧૧}{૮} = \frac{૮}{૮} + \frac{૩}{૮} = ૧ + \frac{૩}{૮} = ૧\frac{૩}{૮}$ આમ લખી શકાય અને $\frac{૭}{૪}$ ની જગાએ $૧\frac{૩}{૪}$ લખાય. આ ઉપરથી જણાશે કે અંશ છેદ કરતાં મોટો હોય તો અંશને છેદથી ભાગીને પૂર્ણઅંક કાઢી લેવાય અને શેષ વધે તેને આવેલા પૂર્ણાંકની સાથેજ નીચે છેદ મૂકીને લખાય.




$\frac{૧૯}{૮} = ૨\frac{૩}{૮}$

$\frac{૧૯}{૮}$ અશુદ્ધ અપૂર્ણાંક છે. તેનું રૂપાંતર કરીને $૨\frac{૩}{૮}$ ના રૂપમાં મૂકયા. આ રકમમાં પૂર્ણાંક અને અપૂર્ણાંક બે સંખ્યાઓ સાથે છે માટે તેને **મિશ્ર સંખ્યા** કહે છે.

$\frac{૧૯}{૮} = ૨\frac{૩}{૮}$ આ દાખલા ઉપરથી બીજી વાત પણ સમજાય છે. **૧૯ ÷ ૮** આમ દાખલો હોય તો જવાબ **૨** ભાગાકાર **અને** **૩** શેષ આવે અને તે $૨\frac{૩}{૮}$ આમ લખી શકાય છે. એટલે અપૂર્ણાંક એટલે ભાગાકારનુંજ બીજું રૂપ અને ÷ આ ભાગ્યાના ચિહ્નમાં ઉપર નીચેનાં ટપકાં કાઢી નાખી ભાજ્યને ભાજક પૂરી દઇએ છીએ.

$૧૯ ÷ ૮ = \frac{૧૯}{૮}$

## મનોયત્ન.

(૧) $\frac{૩}{૫}$, $\frac{૯}{૭}$, $\frac{૪}{૬}$, $૩\frac{૧}{૨}$, $\frac{૫}{૧૬}$, $૧\frac{૧}{૪}$, $\frac{૯}{૫}$, $\frac{૯}{૧૦}$, $\frac{૧૬}{૪}$, $૪\frac{૨}{૩}$, એમાં કયાં શુદ્ધ અપૂર્ણાંક છે કયાં અશુદ્ધ અપૂર્ણાંક છે અને કઈ મિશ્ર સંખ્યા છે ?

(૨) $૪\frac{૧}{૨}$, $૭\frac{૩}{૪}$, $૮\frac{૧}{૨}$, $૩\frac{૫}{૮}$, $૨\frac{૧}{૧૬}$, $૯\frac{૧}{૫}$, $૪\frac{૯}{૧૬}$ એ મિશ્ર સંખ્યાને અશુદ્ધ અપૂર્ણાંકમાં લખો.

(૩) $\frac{૭}{૪}$, $\frac{૫}{૨}$, $\frac{૬}{૪}$, $\frac{૯}{૭}$, $\frac{૧૨}{૫}$, $\frac{૬૫}{૮}$, $\frac{૩૭}{૪}$, $\frac{૬૭}{૧૬}$ એ અશુદ્ધ અપૂર્ણાંકને મિશ્ર સંખ્યામાં લખો.

### ૪. અંશ અને છેદને એકજ સંખ્યાએ ગુણવાથી અપૂર્ણાંકની કિંમતમાં ફેર પડતો નથી.

આ આકૃતિઓ જુઓ, છાયાવાળો ભાગ બધી આકૃતિમાં સરખો છે.

આ આકૃતિમાં ૪ ભાગ કરી ત્રણ ચોથા ભાગ લીધા.

$\frac{૩}{૪}$

આ આકૃતિમાં ૮ ભાગ કરી છ આઠમા ભાગ લીધા. દરેક પહેલી આકૃતિવાળા ચોથા ભાગના બે વિભાગ પડી ગયા છે. એટલે આખી વસ્તુના ૪ ને બદલે ૮ ભાગ થયા અને ત્રણ ચોથા ભાગને બદલે છ આઠમા ભાગ થયા. (૩×૨=૬) એટલે $\frac{૩}{૪}\times\frac{૨}{૨}=\frac{૬}{૮}$.

$\frac{૬}{૮}$



$\frac{૯}{૧૨}$

તેજ પ્રમાણે ત્રીજી આકૃતિમાં દરેક ચોથા ભાગના ત્રણ વિભાગ કર્યા એટલે ત્રણ ચોથા ભાગને બદલે (૩×૩=૯) નવ બારમા ભાગ $\frac{૯}{૧૨}$ થયા, એટલે $\frac{૩}{૪}\times\frac{૩}{૩}=\frac{૯}{૧૨}$.



$\frac{૧૨}{૧૬}$

છેલ્લી આકૃતિમાં તેટલાજ ભાગ $\frac{૧૨}{૧૬}$ થયો.

આમાં દરેક ચોથા ભાગના ચાર ચાર ભાગ કર્યા છે એટલે $\frac{૩}{૪}\times\frac{૪}{૪}=\frac{૧૨}{૧૬}$.

બધી આકૃતિમાં છાયા વાળો ભાગ સરખો છે; એટલે $\frac{૩}{૪}=\frac{૬}{૮}=\frac{૯}{૧૨}=\frac{૧૨}{૧૬}$ છે.

**જો અંશ અને છેદને એકજ રકમે ગુણીએ તો અપૂર્ણાંકની કિંમતમાં ફેર પડતો નથી.**

વળી $\frac{૧૨}{૧૬} = \frac{૩}{૪}$ એટલે $\frac{૧૨}{૧૬}=\frac{૧૨ \div ૪}{૧૬ \div ૪} = \frac{૩}{૪}$ અથવા **અંશ અને છેદને એકજ રકમે ભાગીએ તો પણ અપૂર્ણાંકમાં ફેર પડતો નથી.**

એટલે સગવડ ખાતર જો છેદ બદલવા હોય તો જેટલી રકમે છેદને ગુણીએ તેટલીજ રકમે અંશને પણ ગુણવા એટલે અપૂર્ણાંકની કિંમતમાં ફેર પડે નહિ.

દા. $\frac{૩}{૫}$ ને છેદમાં ૧૫ આવે એમ લખો.

છેદમાં ૧૫ લાવવા ૫ ને ૩ વડે ગુણવા પડે તો અંશને પણ ૩ વડે ગુણો. $\frac{૩ \times ૩}{૫ \times ૩} = \frac{૯}{૧૫}$

$= ૫ + \frac{૨૫ - ૩૯}{૪૫}$ પૂર્ણાંકનો જવાબ કાઢયો. અપૂર્ણાંકના સમચ્છેદ કર્યા.

$= ૪ + \frac{૪૫ + ૨૫ - ૩૯}{૪૫}$ ૨૫ માંથી ૩૯ બાદ નહિ જાય માટે એક પૂર્ણાંક વદી લઇ તેના ૪૫ અપૂર્ણાંક કરીને અંશમાં મૂકયા.

$= ૪\frac{૩૧}{૪૫}$ જવાબ. દાખલો પૂરો કર્યો.

## મનોયત્ન.

(૫૨) $\frac{૫}{૬} - \frac{૧}{૫}$ (૫૩) $\frac{૫}{૬} - \frac{૧}{૧૨}$ (૫૪) $૪\frac{૩}{૪} - ૨\frac{૧}{૨}$
(૫૫) $૮\frac{૭}{૫} - ૬\frac{૧}{૫}$ (૫૬) $\frac{૭}{૧૨} - \frac{૩}{૧૬}$ (૫૭) $૪\frac{૧}{૩} - ૩\frac{૫}{૬}$
(૫૮) $૧૫\frac{૭}{૬} - ૮\frac{૪}{૫}$ (૫૯) $૭\frac{૧}{૧૦} - ૩\frac{૩}{૪}$ (૬૦) $૮\frac{૨}{૩} - \frac{૫}{૧૬}$
(૬૧) $૪\frac{૫}{૭} - \frac{૩૬}{૧૨}$ (૬૨) $૫\frac{૩}{૧૦} - \frac{૬૦}{૧૬}$ (૬૩) $૧૫\frac{૨}{૩} - \frac{૪૦}{૧૨}$
(૬૪) $૧૧૭\frac{૧}{૫} - ૧૦૮\frac{૧}{૧૦}$ (૬૫) $૧૨૬\frac{૫}{૭} - ૧૦૯\frac{૩}{૪}$

### (૫) અપૂર્ણાંકના સરવાળા બાદબાકી સાથે.

દા. ૧ લો. $\frac{૩}{૪} - \frac{૩}{૫} + \frac{૭}{૧૫}$ બધી રકમોનો સરખો છેદ કરીને વત્તાવાળી રકમોનો સરવાળો કર્યો અને તેમાંથી ઓછા વાળી રકમ બાદ કરી જવાબ કાઢયો.

$= \frac{૪૫ - ૩૬ + ૨૮}{૬૦}$

$= \frac{૭૩ - ૩૬}{૬૦} = \frac{૩૭}{૬૦}$

દા. ૨ જો. $૫\frac{૩}{૬} - ૨\frac{૧૧}{૧૨} - ૪\frac{૨}{૩} + \frac{૬}{૯} + \frac{૩૨}{૬}$ રકમોના પૂર્ણાંક કાઢયા તથા અતિસંક્ષેપ રૂપ આપ્યું. પૂર્ણાંક અને અપૂર્ણાંક જુદા પાડયા અને દરેકમાં બધી વત્તાવાળી રકમો પહેલી સાથે લખી અને પછી ઓછાવાળી રકમો બધી સાથે લખી એમ રકમો ફરીથી + − પ્રમાણે ગોઠવી. પછી વધ-

$= ૫\frac{૧}{૨} - ૨\frac{૧૧}{૧૨} - ૪\frac{૨}{૩} + \frac{૨}{૩} + ૫\frac{૧}{૩}$

$= ૫\frac{૧}{૨} - ૨\frac{૧૧}{૧૨} - ૪\frac{૨}{૩} + \frac{૨}{૩} + ૫\frac{૧}{૩}$

$= ૫ + ૫ - ૨ - ૪ + \frac{૧}{૨} + \frac{૨}{૩} + \frac{૧}{૩} - \frac{૧૧}{૧૨} - \frac{૨}{૩}$

$= ૪ + \frac{૬ + ૮ + ૪ - ૧૧ - ૮}{૧૨}$

$= ૩ + \frac{૧૨ + ૬ + ૮ + ૪ - ૧૧ - ૮}{૧૨}$ તાનો સરવાળો કર્યો અને ઓછા-વાળી રકમોનો સરવાળો કર્યો

$= ૩\frac{૧}{૧૨}$ જવાબ. અને વધવાના સરવાળામાંથી ઓછાનો સરવાળો બાદ કર્યો. જરૂર પડવાથી પૂર્ણાંક વટાવ્યો અને દાખલો પૂરો કર્યો.

(૬૬) $૨ + \frac{૧}{૪} - \frac{૫}{૮}$ (૬૭) $\frac{૩}{૪} + \frac{૧}{૮} - \frac{૫}{૬}$

(૬૮) $૧\frac{૫}{૮} + ૨\frac{૧}{૩} - ૩\frac{૧}{૪}$ (૬૯) $\frac{૩}{૪} - \frac{૫}{૧૬} + \frac{૫}{૮}$

(૭૦) $૪\frac{૩}{૪} - ૫\frac{૧}{૨} + ૮\frac{૫}{૬} + ૧૫\frac{૧}{૮}$ (૭૧) $૮\frac{૧}{૫} + ૭\frac{૩}{૮} - ૧\frac{૨}{૫} - ૪\frac{૧}{૧૨}$

(૭૨) મગન પાસે રૂ. $૫\frac{૧}{૮}$, છગન પાસે રૂ. $૪\frac{૩}{૪}$ અને કાન્તિ પાસે $૪\frac{૧}{૩}$ હતા. ત્રણે પાસે બધા મળીને કેટલા રૂપીઆ.

(બ) જો મગને રૂ. $\frac{૧}{૩}$ ખર્ચી નાખ્યો તો તેની પાસે શું રહ્યું?

(૭૩) એક ખેડુતને એક ખેતરમાંથી $૧૧૫\frac{૭}{૧૬}$ મણ, બીજામાંથી $૫૮\frac{૩}{૫}$ મણ અને ત્રીજામાંથી $૭૮\frac{૩}{૧૦}$ મણ અનાજ પાકયું. તેમાંથી $૮૫\frac{૫}{૮}$ મણ અનાજ વેચી દીધું, તો તેને ઘેર બાકી અનાજ કેટલું રહ્યું?

## પ્રકરણ ૨૯ મું.

### (૧) 'ના' ના ચિન્હવાળા ગુણાકાર. અને અપૂર્ણાંકના ભાગાકાર.

દા. ૧ લો.

૨ ઇંચ ના $\frac{૧}{૩}$ ની કિંમત શું?




આ આકૃતિમાં ૨ ઇંચ લંબાઇ છે અને આકૃતિનો (૨ ઇંચનો) ત્રીજો ભાગ છાયાવાળો કર્યો છે. છાયાવાળો ભાગ ૧ ઈંચના ૨ ત્રીજા ભાગ એટલે $\frac{૨}{૩}$ ઇંચ છે. તેથી ૨ ઈંચના $\frac{૧}{૩} = \frac{૨}{૩}$ ઇંચ લખાય.

દા. ૨ જો. ૩ રૂપિઆના $\frac{૫}{૧૬}$ ની કિંમત શું ?

૧ રૂપિઆના $\frac{૫}{૧૬}$ એટલે $\frac{૫}{૧૬}$ રૂ.

બીજા ૧ રૂપિઆના $\frac{૫}{૧૬}$ એટલે $\frac{૫}{૧૬}$ રૂ.

ત્રીજા ૧ રૂપિઆના $\frac{૫}{૧૬}$ એટલે $\frac{૫}{૧૬}$ રૂ.

માટે ૩ રૂપિઆના $\frac{૫}{૧૬}$ એટલે $\frac{૫}{૧૬} + \frac{૫}{૧૬} + \frac{૫}{૧૬}$ રૂ.

અથવા $\frac{૫}{૧૬} \times ૩ = \frac{૧૫}{૧૬}$ રૂ. જવાબ.

એટલે ૩ રૂપિઆના $\frac{૫}{૧૬} = \frac{૫}{૧૬} \times ૩ = \frac{૧૫}{૧૬}$ રૂ.

દા. ૩ જો. $\frac{૩}{૪}$ ના $\frac{૧}{૩}$ ની કિંમત શું ?



$\frac{૩}{૪}$ ના $\frac{૧}{૩}$

આ આકૃતિમાં ૧૨ નાના ચોરસ છે. તેમાં $\frac{૩}{૪}$ ભાગ છાયાવાળો છે. એ $\frac{૩}{૪}$ નો $\frac{૧}{૩}$ ભાગ કાળો કર્યો છે. કાળો ભાગ $\frac{૩}{૪}$ ના $\frac{૧}{૩} = \frac{૩}{૧૨}$ ભાગ થયો $\frac{૩}{૧૨}$ એ $\frac{૩}{૪}$ અને $\frac{૧}{૩}$ એ બંનેના અંશે અંશના અને છેદે છેદના ગુણાકાર બરાબર છે. $\frac{૩}{૪}$ ના $\frac{૧}{૩}$ = $\frac{૩}{૪} \times \frac{૧}{૩} = \frac{૩}{૧૨} = \frac{૧}{૪}$ જવાબ.

દા. ૪ થો. $\frac{૩}{૪}$ ના $\frac{૩}{૪}$ ની કિંમત શું?



$\frac{૩}{૪}$ ના $\frac{૩}{૪}$

આખી આકૃતિના પ્રથમ ચાર ભાગ કરી આકૃતિનો $\frac{૩}{૪}$ ભાગ છાયાવાળો કર્યો. છાયાવાળા ભાગના ચાર ભાગકરી તેનો $\frac{૩}{૪}$ ભાગ કાળો કર્યો. કાળો ભાગમાં આખી આકૃતિનો $\frac{૯}{૧૬}$ થયો. $\frac{૯}{૧૬}$ એ $\frac{૩}{૪}$ અને $\frac{૩}{૪}$ એ બંનેના અંશેઅંશના અને છેદે છેદના ગુણાકાર બરાબર છે. $\frac{૩}{૪}$ ના $\frac{૩}{૪} = \frac{૩}{૪} \times \frac{૩}{૪} = \frac{૯}{૧૬}$ જ.

## મનોયત્ન.

(૧) રૂ. ૩ ના $\frac{૧}{૨}$ (૨) ૫ ઇંચ ના $\frac{૧}{૩}$ (૩) ૧૫ મણ ના $\frac{૩}{૪}$

(૪) $\frac{૫}{૬}$ ના ૪ (૫) $\frac{૩}{૪}$ ના ૫ (૬) $\frac{૨}{૩}$ ના ૧૨

૭) $\frac{૭}{૧૦}$ ના ૩ (૮) $\frac{૫}{૭}$ × ૨ (૭) $\frac{૧૫}{૧૬}$ × ૫

૮) $\frac{૩}{૪} \times \frac{૨}{૫}$ (૯) $\frac{૧}{૪}$ ના $\frac{૩}{૫}$ (૧૦) $\frac{૫}{૬}$ ના $\frac{૩}{૪}$

દા. ૫ મો. $\frac{૩}{૪}$ ના $\frac{૧}{૩}$ દાખલા ૩ જામાં આકૃતિ પરથી સમજાય છે કે $\frac{૩}{૪}$ ના $\frac{૧}{૩}$ = $\frac{૩}{૧૨}$: પણ $\frac{૩}{૧૨}$ ને ટુંકા રૂપમાં લખી શકાય કારણ કે અંશને છેદ બંનેને ૩ વડે ભાગી શકાય છે. $\frac{૩}{૧૨} = \frac{૩ \div ૩}{૧૨ \div ૩} = \frac{૧}{૪}$ આમ ટુંકુ રૂપ આપવાને જવાબ કાઢતાં સુધી અટક-

$\frac{\cancel{૩}^{૧}}{૪} \times \frac{૧}{\cancel{૩}_{૧}} = \frac{૧}{૪}$ વાની જરૂર નથી. પણ ગુણાકાર માંડયા પછી અંશમાંની એક સંખ્યા અને છેદમાંની એક સંખ્યા ૩ વડે ભાગી શકાય છે, તેથી ૩ છેકી નાખી ભાગાકાર માંડયા અને અંશે અંશનો અને છેદે છેદનો ગુણાકાર કર્યો.

દા. ૬ ઠ્ઠો. $\frac{૫}{૬}$ ના $\frac{૩}{૪}$

$\frac{૫}{\cancel{૬}_{૨}} \times \frac{\cancel{૩}^{૧}}{૪} = \frac{૫}{૧૨}$ જવાબ . આને છેદ ઉડાડવાની ક્રિયા કહે છે. પણ **યાદ રાખવું કે ફક્ત અપૂર્ણાંકો વચ્ચે ગુણાકારનું ચિહ્ન હોય ત્યારેજ છેદ ઉડાડી શકાય. + કે − કે ÷ ચિહ્ન હોય ત્યારે છેદ ઉડાડી ન શકાય.**

## મનોયત્ન

છેદ ઉડાડી ગુણાકાર કરો.

( ૧૧ ) $\frac{૩}{૪} \times \frac{૪}{૫}$ ( ૧૨ ) $\frac{૫}{૮} \times \frac{૪}{૬}$ ( ૧૩ ) $\frac{૪}{૫} \times \frac{૧૦}{૧૩}$

( ૧૪ ) $\frac{૩}{૪} \times \frac{૧}{૧૫}$ ( ૧૫ ) $\frac{૩}{૫} \times \frac{૨}{૬}$ ( ૧૬ ) $\frac{૭}{૮} \times \frac{૪}{૧૪}$

દા. ૭ મો. $\frac{૧}{૪} \times ૨\frac{૨}{૫}$ આવા હિસાબમાં મિશ્ર સંખ્યાને પ્રથમ અશુદ્ધ અપૂર્ણાંકનું રૂપ આપવું.

$\frac{૧}{\cancel{૪}_{૧}} \times \frac{\cancel{૧૨}^{૩}}{૫} = \frac{૩}{૫}$ $\frac{૩}{૫}$ જવાબ.

## મનોયત્ન.

(૧૭) $\frac{૭}{૮} \times ૧\frac{૨}{૫}$ (૧૮) $૩\frac{૧}{૨} \times \frac{૮}{૬}$ (૧૯) $\frac{૬}{૭} \times ૨\frac{૧}{૩}$ (૨૦) $\frac{૩}{૪} \times ૧\frac{૧}{૩}$

(૨૧ $\frac{૫}{૬}$ ના $\frac{૩}{૧૦}$

દા. ૮ મો. $૨\frac{૧}{૩}$ ના $\frac{૩}{૫}$ ના $૧\frac{૧}{૨}$ ને સાદું રૂપ આપો.

આમાં $૨\frac{૧}{૩}$ ના $\frac{૩}{૫}$ ના $૧\frac{૧}{૨}$ $= \frac{૭}{\cancel{૩}_{૧}} \times \frac{\cancel{૩}^{૧}}{૫} \times \frac{\cancel{૩}^{૧}}{\cancel{૨}_{૧}} = \frac{૭}{૫} = ૧\frac{૨}{૫}$ જવાબ.

## મનોયત્ન.

(૨૨) $\frac{૨}{૯} \times \frac{૫}{૮} \times \frac{૩}{૧૦}$ (૨૩) $\frac{૪}{૭}$ ના ૨$\frac{૪}{૫}$ ના ૧$\frac{૭}{૮}$

(૨૪) ૮$\frac{૧}{૨}$ × ૧$\frac{૨}{૩}$ × ૨$\frac{૨}{૫}$ (૨૫) $\frac{૩}{૮}$ × ૨$\frac{૩}{૪}$ ના $\frac{૧}{૧૧}$ ના ૧૦$\frac{૨}{૩}$

**(૨) વિવિધ પરિમાણના અપૂર્ણાંકની કિંમત કાઢવી.**

દા. ૯ મો. $\frac{૧}{૩}$ રૂ. ની કિંમત કાઢવી હોય તો તેને ઉતરતી ભાંજણીની રીતે ગુણવા જોઇએ.

$\frac{૧}{૩}$ રૂ. = $\frac{૧}{૩} \times \frac{૧૬}{૧} = \frac{૧૬}{૩}$ = ૫$\frac{૧}{૩}$ આના; $\frac{૧}{૩}$ આના =

$\frac{૧}{૩} \times \frac{૧૨}{૧}$ = ૪ પાઈ. એટલે $\frac{૧}{૩}$ રૂ. = ૫ આ. ૪ પાઇ.

## મનોયત્ન.

**નીચેના અપૂર્ણાંકોની કિંમત કાઢો.**

(૨૬) ૩ રૂ. ના $\frac{૫}{૧૬}$ (૨૭) ૩ રૂ. ના $\frac{૧}{૪}$ (૨૮) $\frac{૭}{૪૮}$ રૂ.

(૨૯) $\frac{૩}{૫}$ ખાં. (૩૦) $\frac{૨}{૫}$ મણ (૩૧) $\frac{૫}{૧૨}$ ફૂટ ના $\frac{૧}{૪}$

# પ્રકરણ ૩૦ મું.

## અપૂર્ણાંક–ભાગાકાર.

દા. (૧) ૨$\frac{૧}{૪}$ ઇંચ લીટીમાં $\frac{૩}{૪}$ ઇંચ કેટલીવાર સમાય?

દા. (૨) ૧$\frac{૧}{૩}$ ઇંચ લીટીમાં $\frac{૩}{૪}$ ઇંચ ,, ,,

**આ હિસાબો ટુંકમાં આમ લખાયઃ—**

(૧) ૨$\frac{૧}{૪} \div \frac{૩}{૪}$ (૨) ૧$\frac{૧}{૩} \div \frac{૩}{૪}$

**પ્રથમ લીટી દોરી માપથી એ હિસાબો નક્કી કરીએ.**

(૧) ૨$\frac{૧}{૪}$ ઇંચ લીટી દોરી ૨$\frac{૧}{૪}$ ઇંચમાં $\frac{૩}{૪}$ જેટલા ભાગ કર્યા તો ૩ ભાગ પડયા.

૧ ૨ ૩ ( $\frac{૩}{૪}$ ઇંચ )

$\frac{૩}{૪}$ ઇંચ

૨$\frac{૧}{૪}$ ઇંચ

(૨) બીજી લીટી ૧$\frac{૭}{૮}$ ઇંચ દોરી. ૧$\frac{૭}{૮}$ ઇંચમાં $\frac{૩}{૪}$ ઇંચ જેટલા ભાગ બે આખા આવ્યા અને એક અડધો આવ્યો.

$\frac{૩}{૪}$ ઇંચ ૧ ૨ ૨$\frac{૧}{૨}$

૧$\frac{૭}{૮}$ ઇંચ

**આ પરિણામ આમ લખાય.**

(૧) ૨$\frac{૧}{૪}$ $\div$ $\frac{૩}{૪}$ = $\frac{૯}{૪}$ $\div$ $\frac{૩}{૪}$ = ૩

(૨) ૧$\frac{૭}{૮}$ $\div$ $\frac{૩}{૪}$ = $\frac{૧૫}{૮}$ $\div$ $\frac{૩}{૪}$ = ૨$\frac{૧}{૨}$

**હવે આ પ્રમાણે ગણો.**

(૧) ૨$\frac{૧}{૪}$ $\times$ $\frac{૪}{૩}$ = $\frac{\overset{૩}{\cancel{૯}}}{\cancel{૪}}$ $\times$ $\frac{\cancel{૪}}{\cancel{૩}}$ = ૩

(૨) ૧$\frac{૭}{૮}$ $\times$ $\frac{૪}{૩}$ = $\frac{\overset{૫}{\cancel{૧૫}}}{\underset{૨}{\cancel{૮}}}$ $\times$ $\frac{\cancel{૪}}{\cancel{૩}}$ = $\frac{૫}{૨}$ = ૨$\frac{૧}{૨}$.

આમાં આપણે ભાગવાની રકમ અથવા ભાજકને ઉલટાવીને ગુણ્યા. **નિયમ–ભાજકના અંશ અને છેદના આંકડા ઉલટાવીને ભાજ્ય સાથે ગુણાકાર કરવાથી અપૂર્ણાંકના ભાગાકાર થાય છે.** ગુણાકાર માંડતી વખતે મિશ્ર સંખ્યાને અશુદ્ધ અપૂર્ણાંક બનાવવા અને ગુણાકારમાં જેમ અંશ છેદ ઉડાડયા તેમ અંશ છેદ ઉડતા હોય તે ઉલટસુલટ ઉડાડીને ગુણાકાર કરવા.

## મનોયત્ન.

(૧) $\frac{૩}{૪}$ $\div$ $\frac{૩}{૫}$ (૨) $\frac{૫}{૮}$ $\div$ $\frac{૩}{૪}$ (૩) ૧$\frac{૧}{૩}$ $\div$ $\frac{૬}{૩}$

(૪) ૨$\frac{૧}{૪}$ $\div$ $\frac{૧}{૪}$ (૫) ૨$\frac{૫}{૮}$ $\div$ ૩$\frac{૧}{૨}$ (૬) ૧$\frac{૬}{૫}$ $\div$ $\frac{૪}{૫}$

(૭) ૬$\frac{૭}{૮}$ રૂ. માં ૧$\frac{૩}{૮}$ રૂ. કેટલીવાર છે.

(૮) ૨૭$\frac{૧}{૨}$ રૂ. માંથી દરેકને ૨$\frac{૩}{૪}$ રૂા આપીએ તો કેટલાને અપાય ?

(૯) ૧૧$\frac{૧}{૪}$ એકર જમીનમાંથી ૧$\frac{૧}{૪}$ એકર જમીન એક ખેડુતને આપીએ તો કેટલા ખેડુતને અપાય ?

દા. (૩) $\frac{૨}{૫} \div ૩$





$\frac{૨}{૫}$ $\frac{૨}{૫} \div ૩ = \frac{૨}{૧૫}$

આ આકૃતિમાં $\frac{૨}{૫}$ ભાગ છાયાવાળો છે. તે ભાગના ૩ ભાગ કર્યા તો બીજી કાળા ભાગ જેટલા દરેક ભાગ થાય.

એ કાળો ભાગ આખી આકૃતિનો $\frac{૨}{૧૫}$ છે. એટલે $\frac{૨}{૫} \div ૩ = \frac{૨}{૫} \times \frac{૧}{૩}$ $= \frac{૨}{૧૫}$ જવાબ.

આમાં ભાજક ૩ છે. ૩ ને અપૂર્ણાંકની રીતે $\frac{૩}{૧}$ આમ લખીએ પછી આગલા હિસાબમાં કર્યું તેમ ભાજકને ઉલટાવી $\frac{૧}{૩}$ કરી ગુણાકાર કર્યો.

**મનોયત્ન.**

(૧૦) $\frac{૫}{૭} \div ૫$ (૧૧) $૧\frac{૧}{૩} \div ૬$ (૧૨) $૫\frac{૧}{૪} \div ૭$
(૧૩) $\frac{૧૬}{૫} \div ૪$ (૧૪) $૪\frac{૩}{૭} \div ૭$ (૧૫) $૬\frac{૧}{૯} \div ૧૧$
(૧૬) ૨ આના ૧ રૂ. નો કયો અપૂર્ણાંક ?
(૧૭) ૩ પાઈ ૧ આનાનો કયો અપૂર્ણાંક ?
(૧૮) ૪ પાઈ ૧ આનાનો કયો અપૂર્ણાંક ?

દા. (૪) $\frac{૩}{૪} \div \frac{૧}{૫}$





$\frac{૩}{૪}$ $\frac{૧}{૫}$

બંને આકૃતિમાં ૪ થા અને ૫ મા એટલે ૨૦ મા ભાગ દોર્યા છે પહેલી આકૃતિમાં $\frac{૩}{૪}$ ભાગ છાયાવાળો છે અને બીજીમાં $\frac{૧}{૫}$ છાયાવાળો છે.

$\frac{૩}{૪}$ માં $\frac{૧}{૫}$ કેટલીવાર છે ?

$\frac{૧}{૫}$ એટલે ૪ નાના ચોરસ. $\frac{૩}{૪}$ માં એવા ૧૫ ચોરસ છે. એટલે ૩ વખત $\frac{૧}{૫}$ છે અને ૩ નાના ચોરસ વધે છે.

૩ નાના ચોરસ બરાબર $\frac{૧}{૫}$ નો $\frac{૩}{૪}$ છે. તેથી $\frac{૧}{૫}$ છાયાવાળો ભાગ $\frac{૩}{૪}$ માં ૩ અને $\frac{૩}{૪}$ વખત સમાય છે.

હિસાબ આ પ્રમાણે થાય—

$\frac{૩}{૪} \div \frac{૧}{૫} = ૩\frac{૩}{૪}$

$\frac{૩}{૪} \times \frac{૫}{૧} = \frac{૧૫}{૪} = ૩\frac{૩}{૪}$ આમાં ભાજકના અંશ છેદ ઉલટાવીને ગુણાકાર કર્યો એટલે જવાબ આવ્યો.

દા. (૫) ૫ આના ૪ પાઇને રૂપીઆના અપૂર્ણાંકનું રૂપ આપો.

$૪ \div ૧૨ = ૪ \times \frac{૧}{૧૨} = \frac{૧}{૩}$ આ; $\frac{૧}{૩}$ આ + ૫ આ = $૫\frac{૧}{૩}$ =
$\frac{૧૬}{૩} \div ૧૬ = \frac{૧૬}{૩} \times \frac{૧}{૧૬} = \frac{૧}{૩}$ રૂ. જવાબ

**મનોયત્ન.**

(૧૯) $૨\frac{૧}{૩} \div ૩$ (૨૦) $૫\frac{૪}{૯} \div ૯$ (૨૧) $૫\frac{૨}{૩} \div ૪$
(૨૨) $૮\frac{૧}{૩} \div \frac{૧}{૫}$ (૨૩) $\frac{૧}{૧૫} \div \frac{૧}{૫}$ (૨૪) $\frac{૧૭}{૧૦} \div \frac{૭}{૧૦}$
(૨૫) $૨\frac{૭}{૧૦} \div \frac{૩}{૧૦}$
(૨૬) ૧૦ આના ૮ પાઇને રૂપીઆના અપૂર્ણાંકમાં લખો.
(૨૭) ૫ રૂ. ૧૨ આ. ૪ પાઇને રૂપીઆના અપૂર્ણાંકમાં લખો.
(૨૮) ૧૫ રૂ. ૧૦ આના ૮ પાઇને રૂપીઆના અપૂર્ણાંકમાં લખો.
(૨૯) $૫\frac{૩}{૮}$ રૂ. ના રૂપીઆ, આના, પાઈ લખો.
(૩૦) $૫\frac{૭}{૮}$ મણને મણ શેરમાં લખો.
(૩૧) ૨ ખાંડી ૫ મણ ૮ શેરને ખાંડીના અપૂર્ણાંકમાં લખો.

દા. (૬) $\frac{૫}{૮}$ ના $\frac{૬}{૫} \div \frac{૨}{૫}$ ના $\frac{૧}{૨}$ ને સાદું રૂપ આપો.

$\frac{૫}{૮}$ ના $\frac{૬}{૫} = \frac{૫}{૮} \times \frac{૬}{૫} = \frac{૩}{૪}$ 'ના' વાળા અપૂર્ણાંકને પહેલું સાદું રૂપ આપી

$\frac{૨}{૫}$ ના $\frac{૧}{૨} = \frac{૨}{૫} \times \frac{૧}{૨} = \frac{૧}{૫}$ પછી ભાગાકાર કર્યો.

$\frac{૩}{૪} \div \frac{૧}{૫} = \frac{૩}{૪} \times \frac{૫}{૧} = \frac{૧૫}{૪} = ૩\frac{૩}{૪}$ જવાબ.

**મનોયત્ન.**

(૩૨) ૧ રૂ. ૫ આ. ૪ ના $\frac{૧}{૩}$ (૩૩) ૧૫ રૂ. ૧૦ આ. ૮ પા. ના $\frac{૨}{૩}$
(૩૪) ૨૧ રૂ. ૮ આ ૬ પા $\div \frac{૩}{૪}$ (૩૫) ૫ રૂ. ના $\frac{૨}{૫}$—૧૦ આ. ના $\frac{૧}{૬}$
(૩૬) ૭ રૂ. ૪ આ ÷ ૨ આના
(૩૭) $\frac{૩}{૮}$ રૂ. ના $\frac{૩}{૫}$ + $\frac{૫}{૬}$ આના ના $\frac{૩}{૪}$
(૩૮) $૪\frac{૧}{૨}$ વાર લાંબી દોરીમાંથી $\frac{૩}{૪}$ વાર જેવડા કેટલા કડકા થાય ?
(૩૯) એક પ્યાલામાં $\frac{૩}{૪}$ શેર દૂધ માય છે. $\frac{૩}{૪}$ પ્યાલો દૂધથી ભર્યો તો તેમાં દૂધ કેટલું ?
(૪૦) એક પરીક્ષામાં $\frac{૭}{૮}$ છોકરાઓ પાસ થયા અને પાસ થયેલા

છોકરાના [illegible] ભાગને ઇનામ મળ્યું તો આખા વર્ગના કેટલા ભાગના છોકરાને ઇનામ મળ્યાં ?

(૪૧) મારી પાસે ૩ [illegible] શેર ચા હતી તેનો [illegible] ભાગ વાપર્યો તો બાકી ચા કેટલી રહી ?

(૪૨) કલાકે ૩$\frac{૧}{૨}$ માઇલ પ્રમાણે ચાલતાં એક માણસ ૨ [illegible] કલાકમાં કેટલા માઇલ ચાલે?

(૪૩) ૨$\frac{૫}{૭}$ ÷ ૪ (૪૪) ૩$\frac{૩}{૫}$ ÷ ૪$\frac{૧}{૨}$ (૪૫) $\frac{૧}{૬}$ ÷ ૨ [illegible]

(૪૬) ૩૦ ફૂટ લંબાઇના પાટીઆમાંથી ૨ ફૂટ ૩ ઇંચ જેવડા કેટલા કડકા કાપી શકાય ?

## પ્રકરણ ૩૧ મું.

### પ્રમાણ ( સાદું )

મોંએથી ગણોઃ-

(૧) ૪ ફાનસના ૫ રૂપીઆ બેસે તો ૧ ફાનસનું શું? ૬ ફાનસનું શું? ૧૫ ફાનસનું શું?

(૨) ૬ ચોપડીના ૨ રૂપીઆ બેસે તો ૧ ચોપડીનું શું? ૮ ચોપડીનું શું? ૪ ચોપડીનું શું!

(૩) ૧ રૂપીઆની ૮ શેર ખાંડ મળે તો ૧ શેરનું શું? ૫ શેરનું શું? ૧૫ શેરનું શું?

(૪) ૧ ધા કાગળના ૫ આના બેસે તો ૧૮ કાગળનું શું બેસે?

દા. ૧ ૧૪ શેર ઘીના ૧૦॥ રૂપીઆ આપ્યા તો મણ ઘીની શી કિંમત થાય?

૧૪ શેર ઘીના $\frac{૨૧}{૨}$ રૂ. બેસે છે.

∴ ૧ શેર ઘીના $\frac{૨૧}{૨}$ ÷ ૧૪ રૂ, બેસે. (ઓછા) ૧૪મા ભાગના

∴ ૪૦ શેર ,, $\frac{૨૧}{૨}$÷૧૪×૪૦રૂ. બેસે. (વધારે) ૪૦ગણી કિંમત

$\frac{૨૧}{૨}\times\frac{૧}{૧૪}\times\frac{૪૦}{૧}$ = ૩૦ રૂ. ૩૦ રૂ. કિંમત જવાબ.

આ દાખલામાં જેમ જેમ ઘી ઓછું થાય તેમ તેમ કિંમત પણ ઓછી થાય અને જેમ વધારે થાય તેમ કિંમત પણ વધે.

આવા દાખલાઓ **સમ પ્રમાણના** કહેવાય છે.

## આકૃતિ દ્વારી આવા દાખલા ગણવાની રીત.

ધારો કે ૧૫ શેર ઘીના ૧૦ રૂપીઆ બેસે છે, ત્યારે ઘી અને રૂપીઆનો સંબંધ બતાવે તેવી આકૃતિ નીચે મુજબ દોરાય:




આ સાથેની આકૃતિમાં બધી આડી લીટીઓ ઘીના શેર દર્શાવે છે અને બધી ઉભી લીટીઓ કિંમતના રૂપીઆ દર્શાવે છે, હવે જો

૧૫ શેર ઘીના ૧૦ રૂપીઆ કિંમત હોય તો **अ क** લીટીમાંથી ૧૫ શેરની આડી લીટી દોરી; અને **अ ब** લીટીમાંથી ૧૦ રૂપીઆની લીટી **क** બિંદુ આગળ ભેગી થઇ. **अ** બિંદુને ( જ્યાંથી શેર અને રૂપીઆ બંનેની ગણતરી શરૂ કરી છે ) **क** બિંદુ સાથે સાંધી તે લીટીને આગળ **प** સુધી લંબાવી. હવે આ **अ क प** લીટી ઘી અને કિંમતનો સંબંધ બતાવે છે.

આ આકૃતિના ઉપયોગથી ગમે તેટલા શેર ઘીની કિંમત કરી શકાય, તેમજ એથી ઉલટા ગમે તેટલા રૂપીઆનું કેટલા શેર ઘી આવશે તે પણ કહી શકાય.

દા. ૧૮ શેર ઘીની કિંમત કેટલી ?

૧૮ શેરની લીટી **अ क प** ને **ट** આગળ મળે છે. ત્યાંથી નીચે જોતાં ૧૨ રૂપીઆ કિંમત આવે છે, માટે જવાબ ૧૨ રૂપીઆ.

દા. ૨૪ રૂપીઆનું કેટલું ઘી આવે !

૨૪ રૂપીઆની લીટી **अ क प** ને **ठ** આગળ મળે છે ત્યાંથી ડાબી બાજુએ જોતાં ૩૬ શેર ઘી આવે છે. માટે જવાબ ૩૬ શેર ઘી.

## મનોયત્ન.

**આકૃતિ ઉપરથી અને પછી ગણીને જવાબ કાઢો**

(૧) ૨૨ રૂ. નું ઘી કેટલું મળે ? ૩૧ રૂપીઆનું કેટલું ? ૬૩ રૂપીઆનું ?

(૨) ા મણ ૪ શેરનું શું બેસે ? ૦ાા મણ ૨ શેરનું શું ? ૧૬ શેરનું શું ?

નીચેના હીસાબો ગણીને જવાબ કાઢો.

(૩) ૧૬ મજુરના દરરોજ ૪ રૂ. ૪ આ. આપવા પડે તો ૧૦૫ મજુરને શું આપવું પડે ?

(૪) ૬ ફૂટ ઉંચા થાંભલાનો પડછાયો ૫ ફૂટ ૩ ઇંચ પડે છે તેજ વખતે પાસે આવેલા ઝાડનો પડછાયો ૩૦ ફૂટ થયો તો ઝાડની ઉંચાઇ કેટલી ?

(૫) ૧ મણ દૂધના દૂધપાકમાં ૬ શેર ખાંડ નાખવી પડે તો ૨૫ શેર દૂધના દૂધપાકમાં કેટલી નાખવી પડે ?

(૬) ૧૬ વાર ખાદીના તાકાની કિંમત ૮॥ રૂ. પડે તો ૫ વાર ખાદીનું શું બેસે ?

(૭) જો ૪ વાર ગરમ કાપડની કિંમત ૯ રૂ. બેસે તો ૭ વારનું શું પડે ?

(૮) જો ૪ વાર ગરમ કાપડની કિંમત ૯ રૂ. બેસે તો ૨૬ રૂ. નું કેટલું કાપડ મળે ?

(૯) ૬॥ મણ કપાસીઆની કિંમત રૂ. ૫૮-૮ આ. બેસે તો ૧ ખાંડી ૩ મણ ૨૦ શેરની કિંમત શું ?

(૧૦) ૧૦૦ રતલ દોરડાંની કિંમત રૂ. ૧૨-૪-૦ બેસે તો ૧ હંડ્રેવેટ દોરડાંનું શું બેસે ?

(૧૧) ૪ મણ ઘઉંના રૂા. ૧૩-૫-૪ બેસે તો ૧ રૂપીઆના કેટલા ?

(૧૨) એક મોટર ૬ મિનિટમાં ૫ માઇલ જાય તો ૧૨ માઇલ જતાં કેટલો વખત લાગે ?

(૧૩) ૬ કોડી વાંસની કિંમત ૧૫ રૂ. બેસે તો ૮ કોડી ૧૫ નંગનું શું ?

(૧૪) ૫ ફૂટ ઉંચી ભીંત બાંધવામાં ૧૨૦૦ ઇંટ જોઈએ તો તેટલીજ જાડી અને લાંબી પણ ૧૭ ફૂટ ૬ ઇંચ ભીંત બાંધવાને કેટલી ઈંટો જોઇએ ?

(૧૫) એક નિશાળની કસરતશાળા બનાવવાને નીચે પ્રમાણે વસ્તુઓ વગેરેની જરૂર પડશે તો એકંદર કસરતશાળા બનાવવાનો શું ખર્ચ બેસશે ?

જમીન ખોદવા અને બીજું કામ કરવા માટે ૧ મજુરનો નવ આના રોજ પ્રમાણે ૭ મજુર ૫ દિવસ કામે લગાડવા પડશે.

ઈંટો ૨૨૦૦ જોઇશે. ૧૫ રૂપીએ હજારનો ભાવ.

કડીઆની મજુરી ૧॥ રૂપીઓ રોજ, બે કડીઆની ૩ રોજ જરૂર પડશે.

સુથાર રૂ. ૧-૧૨-૦ રોજ પ્રમાણે ૮ દિવસ કામે લાગશે.

લાકડું ૧ ઘનફૂટના ૪ રૂપીઆ પ્રમાણે ૨૫ ઘનફૂટ જોઇશે.

બીજો પરચુરણ ખર્ચ રૂા. ૨૫ થશે.

(૨) વ્યસ્ત પ્રમાણ.

દા. ૨ જો. ૪ બળદને ૬ દિવસ ચાલે એટલું ઘાસ છે, એકજ બળદ હોય તો તેને તે ઘાસ કેટલા દિવસ ચાલે ?

૪ બળદને ૬ દિવસ ચાલે

∴ ૧ બળદને ૬ × ૪ દિવસ ચાલે (વધારે) ૪ ગણા દિવસ

∴ ૨૪ દિવસ જવાબ.

૪ બળદને બદલે ૧ બળદ થયો. એટલે બળદ ઘટયા અને ખોરાક ૬ દિવસ ચાલતો હતો તેને બદલે ૨૪ દિવસ ચાલે એટલે દિવસ વધ્યા, બળદ ચોથા ભાગના થયા તો દિવસ ચાર ગણા થયા. એટલે દિવસમાં બળદ કરતાં ઉલટા પ્રમાણમાં ફેરફાર થયો.

મનોયત્ન.

(૧૬) ત્રણ ત્રણ શેરના પાંચ લોટા ભરાય તેટલું દૂધ હોય તો તેમાંથી શેર શેરના કેટલા લોટા ભરાય ?

(૧૭) પાંચ પાંચ શેરના ૧૫ પૂળા છોડી નાખી શેર શેરની પૂળીઓ બાંધીએ તો કેટલી બંધાય ?

(૧૮) દરેક બાળકને દસ, દસ પતાસાં આપીએ તો ૮ બાળકોને પહોંચે તો દરેકને એક એક પતાસું આપીએ તો કેટલાં બાળકોને અપાય ?

(૧૯) ૭ ૭ આનાની ૮ ચોપડીઓ લેવાય એટલા પૈસા હોય તેમાંથી એક એક આનાની વાર્તાની કેટલી ચોપડીઓ લેવાય?

(૨૦) ૧૨ આનાના પૈસા હોય તો તેમાંથી એક એક પાઇ કેટલા ભીખારીઓને અપાય ?

દા. ૩ **જો. ૪** બળદને ૬ દિવસ ચાલે તેટલુંજ ઘાસ ૬ બળદને કેટલા દિવસ ચાલે ?

૪ બળદને ૬ દિવસ ચાલે.

∴ ૧ બળદને ૬ × ૪ દિ. ,, (૪ ગણા વધારે)

∴ ૬ બળદને $\frac{૬ \times ૪}{૬}$ દિ. ,, (૬ ઠ્ઠા ભાગના–થોડા દિવસ)

$\frac{૬ \times ૪}{૬}$ = ૪ દિવસ જવાબ.

આ દાખલામાં ૧ બળદને ૨૪ દિવસ ચાલે તેજ ઘાસ જો ૬ બળદ હોય તો રોજ ૬ ગણું ઘાસ વરી જાય અને જલદી પૂરૂં થાય માટે ૨૪ ÷ ૬ દિવસ ચાલે.

બળદ ૪ ના ૬ (એટલે $\frac{૬}{૪}$ ગણા) થયા તો દિવસ ૬ ના ૪ (એટલે $\frac{૪}{૬}$ ભાગના) થયા એટલે રકમો ઉલટાઇ ગઇ.

આવા દાખલામાં જ્યાં એક વસ્તુમાં **વધારો કે ઘટાડો થાય** તેથી **ઉલટા પ્રમાણમાં** બીજી વસ્તુમાં **ઘટાડો કે વધારો થતો** હોય તેને વ્યસ્ત પ્રમાણ કહે છે.

વ્યસ્ત પ્રમાણમાં **પહેલા ગુણવાના** અને **પછી ભાગવાના** આવે છે.

### મનોયત્ન.

(૨૧) જો ૩ માણસો એક કામ **૫** દિવસમાં પૂરૂં કરે તો **૧૫** માણસોને તે કામ પૂરૂં કરવાને કેટલા દિવસ લાગે ?

(૨૨) **૨૫** માણસો **૧૨** દિવસમાં એક કામ પૂરૂં કરે તો **૧૫૦** માણસો કેટલા દિવસમાં પૂરૂં કરે ?

(૨૩) ૮ માણસના કુટુંબને **૫** દિવસ ચાલે એટલા ચોખા છે. તે કુટુંબમાં ૨ માણસ વધે તો કેટલા દિવસ ચોખા ચાલશે ?

(૨૪) કલાકના **૩૫** માઇલના વેગે દોડતી ગાડી વલસાડથી નવસારી **૪૦** મિનિટમાં જાય તો કલાકે **૧૦** માઇલ ચાલતી સાઇકલપર એક માણસ કેટલા વખતમાં નવસારી પહોંચે ?

(૨૫) એક દેવાળીઆને રૂ. ૪૦૦૦ આપવાના છે. તેની પાસે રૂ. ૨૮૭૧

ની મિલ્કત છે અને તેનું વેચાણુ કરતાં ૩૭૧ રૂ. ખર્ચ બેસે છે. તો સાહુકારને ૧ રૂ. એ શું મળશે ?

(૨૬) ૧॥ ફુટ પનાની શેતરંજીની દર વારે ૬ આના ૯ પાઇ કિંમત બેસે તો ૨૨ ઇંચ પનાની શેતરંજીનું શું બેસે ?

(૨૭) એક કામ ૧૫ દિવસમાં કરવાને ૧૫ માણસો રોકયાં, પણ ૧૦ દિવસને અંતે ફક્ત અર્ધું કામ થયું તો તે કામ ધારેલે વખતે પૂરૂં કરવાને બીજાં કેટલાં વધારે માણસો કામે લગાડવાં ?

### (૩) સંયુકત પ્રમાણ.

દા. ૧ લો. ૮ માણસોનું ૧૦ દિવસનું ખાધા ખર્ચ ૩૦ રૂપીઆ આવે તો ૧ માણસનું રોજનું ખર્ચ શું ?

૮ માણસોનું ૧૦ દિવસનું ખર્ચ ૩૦ રૂપીઆ છે.

∴ ૧ માણસનું ૧૦ દિવસનું ખર્ચ $\frac{૩૦}{૮}$ રૂપીઆ થાય. (આઠમા ભાગનું).

∴ ૧ માણસનું ૧ દિવસનું ખર્ચ $\frac{૩૦}{૧૦ \times ૮}$ રૂપીઆ થાય. (દસમા ભાગનું).

$\frac{૩૦}{૧૦ \times ૮} = \frac{૩}{૮}$ રૂ. $\frac{૩}{૮} \times ૧૬ = ૬$ આના.

૬ આના ખર્ચ જવાબ.

દા. ૨ જો. ૮ માણસોનું ૧૦ દિવસનું ખર્ચ ૩૦ રૂપીઆ આવે તો ૨૦ માણસોનું ૬ દિવસનું ખર્ચ શું થાય ?

૮ માણસનું ૧૦ દિવસનું ખર્ચ ૩૦ રૂ. થાય છે.

∴ ૧ માણસનું ૧૦ દિવસનું ખર્ચ $\frac{૩૦}{૮}$ રૂ. થાય (ઓછું)

∴ ૧ માણસનું ૧ દિવસનું ખર્ચ $\frac{૩૦}{૮ \times ૧૦}$ ,, થાય (ઓછું)

∴ ૨૦ ,, ૧ ,, ,, $\frac{૩૦ \times ૨૦}{૮ \times ૧૦}$ ,, ,, (વધારે)

∴ ૨૦ ,, ૬ ,, ,, $\frac{૩૦ \times ૨૦ \times ૬}{૮ \times ૧૦}$ ,, (વધારે)

$\frac{૩૦ \times ૨૦ \times ૬}{૮ \times ૧૦} = ૪૫$ રૂ. ૪૫ રૂ. ખર્ચ જવાબ.

દા. ૩ જો. દરેક બળદને રોજના પાંચ પૂળા લેખે આપતાં ૪ બળદને ૬ દિવસ ચાલે તેટલું ઘાસ છે તો દરેક બળદને રોજના ૪ પૂળા લેખે આપીએ તો ૬ બળદને તે ઘાસ કેટલા દિવસ ચાલે ?

દરેકને ૫ પૂળા લેખે ૪ બળદને ૬ દિવસ ચાલે છે.

∴ ,, ૧ પૂળા ,, ૪ ,, ૬ × ૫ દિ. ચાલે $\frac{\text{વધારે}}{\text{(વ્યસ્ત)}}$

∴ ,, ૧ ,, ૧ બળદને ૬ × ૫ × ૪ ,, ,, $\frac{\text{વધારે)}}{\text{(વ્યસ્ત)}}$

∴ ,, ૪ ,, ૧ બળદને $\frac{૬×૫×૪}{૪}$ દિ. ,, $\frac{\text{ઓછા}}{\text{( વ્યસ્ત)}}$

∴ ,, ૪ ,, ૬ બળદને $\frac{૬×૫×૪}{૪×૬}$ દિ. ,, $\frac{\text{ઓછા}}{\text{(વ્યસ્ત)}}$

$\frac{૬×૫×૪}{૪×૬}$ = ૫ દિવસ. ૫ દિવસ જવાબ.

આ દાખલામાં પૂળાને દિવસનું પ્રમાણ વ્યસ્ત છે. ઓછા પૂળા આપીએ તો વધુ દિવસ ચાલે અને ઓછા બળદને પણ વધુ દિવસ ચાલે, વધારે પૂળા આપીએ તો ઓછા દિવસ ચાલે અને વધારે બળદને આપીએ તો પણ ઓછા દિવસ ચાલે.

દા. ૪ થો. ૧૨૦ પૂળા ૪ બળદને ૬ દિવસ ચાલે છે. ૩૦૦ પૂળા ૫ દિવસ ચલાવવા હોય તો કેટલા બળદ રાખવા ?

આ દાખલામાં જવાબ બળદમાં માગેલો છે માટે બળદ છેલ્લા આવે એવી રીતે રકમ લખી દાખલો શરૂ કરીશું.

૧૨૦ પૂળા ૬ દિ. ચલાવવા હોય તો ૪ બળદ રખાય.

∴ ૧ ,, ૬ દિ. ,, ૧૨૦ મા ભાગના = $\frac{૪}{૧૨૦}$ બળદ રખાય. (ઓછા)

∴ ૧ ,, ૧ દિ. ,, ૬ ગણા = $\frac{૪ × ૬}{૧૨૦}$ બળદ રખાય (વધારે)

∴ ૩૦૦ ,, ૧ દિ. ,, ૩૦૦ ગણા= $\frac{૪ × ૬ × ૩૦૦}{૧૨૦}$ બળદ રખાય (વધારે)

∴ ૩૦૦ પૂળા ૫ દિ. ચલાવવા ૫મા ભાગના $= \frac{૪ \times ૬ \times ૩૦૦}{૧૨૦ \times ૫}$ બળદ રખાય (ઓછા).

$$\frac{\cancel{૪}^{૨} \times \cancel{૬} \times \cancel{૩૦૦}^{૬}}{\cancel{૧૨૦}_{૨} \times \cancel{૫}} = ૧૨$$ બળદ     ૧૨ બળદ રાખવા, જવાબ.

આ દાખલામાં ગણતરી માટે $\frac{૪}{૧૨૦}$ બળદ આવે છે પણ દાખલો પૂરો કરતાં બળદની સંખ્યા બરોબર પૂરી થઈ જાય છે.

## મનોયત્ન.

(૨૮) પ્રકાશનો વેગ એક સેકંડે ૧,૮૬,૦૦૦ માઇલનો છે. સુરજ પૃથ્વીથી ૯૩૦૦૦૦૦૦ માઇલ છે. તો સુરજના પ્રકાશને પૃથ્વી પર આવતાં કેટલો વખત લાગે?

(૨૯) જો ૬ માણસો ૨૪ દિવસમાં ૮૦ રૂ. કમાય તો ૧૮ માણસો ૧૬૦ રૂ. કેટલી મુદતમાં કમાય?

(૩૦) ૨ ગાંસડી ઘાસ ૩ બળદને ૧૦ દિવસ ચાલે છે તો ૫ ગાંસડી ઘાસ ૬ બળદને કેટલો વખત ચાલે?

(૩૧) રોજ ૯ કલાક પ્રમાણે કામ કરતાં ૧ માણસ ૫ દિવસમાં ૧૦ રૂ. કમાય છે તો દરરોજ ૫ કલાક પ્રમાણે કામ કરતાં ૨૦ રૂ. કમાવાને તેને કેટલા દિવસ લાગે?

(૩૨) ૨૧ ઢોર ૧૫ દિવસ નિભાવવાનું ૯૦ રૂ. ખર્ચ થાય તો ૩૫ ઢોરને ૧૦ દિવસ નિભાવવાનું ખર્ચ શું થાય?

(૩૩) ૬ માણસો ૫ દિવસમાં ૧૭ એકરનું ખેતર લણી રહે છે તો ૧૦ દિવસમાં ૨૮ એકર ૧૩$\frac{૧}{૩}$ ગુંઠાનું ખેતર લણવાને કેટલાં માણસો જોઇએ?

(૩૪) ૯ એકર ખેતરનું વરસનું ગણોત ૫૨ રૂ. પડે તો ૧૨ એકરના ખેતરનું ૫ વર્ષનું શું ગણોત બેસે?

(૩૫) ૮૦ માઈલ ૯ મણ બોજો લઇ જવાનું ભાડું ૧ રૂ. ૫ આ. ૪ પાઇ પડે તો ૧ ખાંડી ૭ મણ બોજો ૨૮૦ માઇલ લઇ જવાનું શું ભાડું બેસે?

(૩૬) બે બળદ ૧ દિવસમાં ૧ વીઘું જમીન ખેડે તો ૧૫ દિવસમાં ૧૬૫ વીઘાં જમીન ખેડવાને કેટલા બળદ જોઇએ ?

(૩૭) ૨૦ માણસો ૫ દિવસમાં ૪ વિઘાં જમીન રોપે તો ૩૦ માણસો ૧૦ દિવસમાં કેટલી જમીન રોપશે ?

(૩૮) ૨૫ રૂ. ૬ માણસને ૫ દિવસ ચાલે તો તે મુજબ ૧૫ દિવસમાં ૨૪ માણસને શું ખર્ચ થાય ?

(૩૯) ઘઉંનો ભાવ ૪ રૂા. મણ હોય તો ર આનામાં ૧ શેર લોટ મળે પણ ઘઉંનો ભાવ ૫ રૂ. હોય તો ૫ શેર લોટનું શું બેસે ?

(૪૦) ૨૫ માણસો દરરોજ ૪ કલાક કામ કરીને એક કામ ૪ દિવસમાં પુરૂં કરે છે તો તેજ કામ ૬ દિવસમાં પુરૂં કરવાને ૧૬ માણસોએ રોજ કેટલા કલાક કામ કરવું જોઇએ ?

(૪૧) ૧૫ ફૂટ લાંબી અને ૧૦ ફૂટ પહોળી જમીનમાં પત્થર જડવાનો ખર્ચ રૂ. ૭૫ થાય છે તો ૨૫ ફૂટ લાંબીને ૧૫ ફૂટ પહોળી જમીનમાં પત્થર જડવાનો શું ખર્ચ થાય ?

---

# પ્રકરણ ૩૨ મું.

## સાદું વ્યાજ.

કોઈની વસ્તુ વાપરવા લઇએ અને તેનો ઉપયોગ કરી પછી પાછી સોંપીએ તો તે વાપરવા બદલ ભાડું આપવું પડે છે. મકાન ભાડું, ગાડી ભાડું, રેલવે ભાડું, જમણવાર વખતે વાસણનું ભાડું વગેરે ભાડાં જાણીતાં છે. તેજ રીતે વેપારીઓને પોતાનો વેપાર ચલાવવા માટે ઘણા રૂપીઆની જરૂર પડે અને પોતાની પાસે થોડા હોય તો બીજાના રૂપીઆ વાપરવા લે ને કામ પુરૂં થયે તેની રકમ પાછી આપે ત્યારે તે રૂપીઆ વાપર્યા બદલ ભાડું આપવું પડે. જો કોઇ માણસ ડબ્બામાં મુકી તાળું મારી રૂપીઆ આપણને સાચવવા આપી જાય તો આપણે તેનું ભાડું ન આપીએ કારણ તે રૂપીઆ આપણને

**વાપરવાના કામમાં ન આવે.** તે રૂપીઆમાંથી વહેપાર કરી આપણે કમાઇ શકીએ નહિ. વહેપારી બીજાના રૂપીઆનો ઉપયોગ કરી ધંધો કરે અને કમાય તેમાંથી થોડુંક ભાડા તરીકે આપે. **રૂપીઆ વાપરવાનું ભાડું વ્યાજ** કહેવાય છે.

જેમ શાકનો ભાવ શેર ઉપર, અનાજનો મણ ઉપર, કાપડનો વાર ઉપર અને ફળોનો ભાવ ડઝન કે સેંકડા કે નંગ ઉપર ઠરાવવામાં આવે છે તેમ વ્યાજનો ભાવ (દર) પણ સો રૂપીઆ કે એક રૂપીઆ ઉપર ઠરાવવામાં આવે છે.

વળી વધારે મુદત રૂપીઆ રાખે તો વધારે રૂપીઆ વ્યાજ આપવું પડે અને જલદીથી રૂપીઆ પાછા આપે તો ઓછું વ્યાજ આપવું પડે એટલે વ્યાજના દરમાં મુદત પણ ધ્યાનમાં લેવી પડે છે. તે મુદત ૧ વર્ષ કે ૧ મહિનો હોય છે.

## (૧) અંગ્રેજી રીતે વ્યાજ.

અંગ્રેજી રીતે દરેક ૧૦૦ રૂપીઆનું એક વર્ષનું વ્યાજ નક્કી કરી તેને વ્યાજનો દર (ભાવ) ગણે છે. તેને દર વર્ષે દર સેંકડે અમુક **ટકા** કહે છે. વ્યાજનો દર ૪ ટકા એટલે ૧૦૦ રૂપીઆનું ૧ વર્ષનું વ્યાજ ૪ રૂપીઆ. ટકા એટલે ૧૦૦ નું ૧ વર્ષનું વ્યાજ. **મૂળ ધીરેલી રકમને મુદ્દલ** કહે છે.

### મનોયત્ન.

**મોંઅેથી ગણો.**

(૧) ૧૦૦ રૂ. નું એક વર્ષનું ૪ રૂ. લેખે ૨૦૦ રૂ. નું વ્યાજ શું?
(૨) ૧૦૦ રૂ. નું એક વર્ષનું ૫ રૂ. લેખે ૩૦૦ રૂ. નું વ્યાજ શું?
(૩) ૧૦૦ રૂ. નું એક વર્ષનું ૩॥ રૂ. લેખે ૪૦૦ રૂ. નું વ્યાજ શું?
(૪) ૧૦૦ રૂ. નું એક વર્ષનું ૬ રૂ. લેખે ૭૫ રૂ. નું વ્યાજ શું?
(૫) ૧૦૦ રૂ. નું એક વર્ષનું ૮ રૂ. લેખે ૧૫૦ રૂ. નું વ્યાજ શું?
(૬) ૧૦૦ રૂ. નું એક વર્ષનું ૨॥ રૂ. લેખે ૬૦૦ રૂ. નું વ્યાજ શું?
(૭) ૧૦૦ રૂ. નું એક વર્ષનું ૬ રૂ.લેખે ૫૦૦ રૂ. નું વ્યાજ શું?

(૮) ૧૦૦ રૂ. નું એક વર્ષનું ૪॥ રૂ. વ્યાજ તો ૮૦૦ રૂ. નું વ્યાજ શું ?
(૯) ૧૦૦ રૂ. નું એક ,, ૫॥ ,, ,, ૪૦૦ રૂ. નું વ્યાજ શું ?
(૧૦) ૧૦૦ રૂ. નું એક ,, ૩॥ ,, ,, ૮૦ રૂ. નું વ્યાજ શું ?
(૧૧) ૧૦૦ રૂ. નું ૧ વરસનું વ્યાજ ૫ રૂ. તો ૩ વરસનું કેટલું ?
(૧૨) ૬ ટકા લેખે ૧૮૦ રૂ. નું ૩॥ વરસનું વ્યાજ કેટલું ?
(૧૩) ૭॥ ટકા લેખે ,, ૬ વરસનું ,, ,,
(૧૪) ૧૦ ટકા ,, ,, ૨॥ ,, ,, ,,
(૧૫) ૧૨ ,, ,, ,, ૩ વરસ ૪ માસનું વ્યાજ કેટલું ?
(૧૬) ૧૨૫ રૂ. ના, વ્યાજ સાથે ૧૩૨ રૂ. મળ્યા તો વ્યાજ કેટલું ?
(૧૭) ૨૬૦ રૂ. ઉપર ૨૫ રૂ. વ્યાજ મળ્યું તો કુલ કેટલા રૂપિઆ પાછા મળ્યા ?
(૧૮) ૧૦૦ રૂ. નું ૧ વરસનું વ્યાજ ૫ રૂપીઆ હોય તો ૨૦૦ રૂ. નું ૪ વરસનું વ્યાજ કેટલું ?
(૧૯) ૬ ટકા લેખે ૩૦૦ રૂ. નું ૨ વરસનું વ્યાજ કેટલું ?

દા. ૧ લો. દર વર્ષે દર સેંકડે ૪॥ ટકા લેખે ૬૨૫ રૂ. નું ૨॥ વર્ષનું વ્યાજ કેટલું થાય ? અને કુલ શું પાછું મળે ?

| | મુદ્દલ રૂ. | વરસ | વ્યાજ |
|---|---|---|---|
| રકમની ગોઠવણી. | ૧૦૦ | ૧ | ૪॥ |
| | ૬૨૫ | ૨॥ | ? |

૧૦૦ રૂ. નું ૧ વરસનું વ્યાજ $\frac{૯}{૨}$ રૂ. થાય છે.

∴ ૧ રૂ. નું ,, ,, (૧૦૦ મો ભાગ) $\frac{૯}{૨ \times ૧૦૦}$ રૂ. થાય.

∴ ૬૨૫ રૂ. નું ,, ,, (૬૨૫ ગણું) $\frac{૯ \times ૬૨૫}{૨ \times ૧૦૦}$ ,,

∴ ૬૨૫ રૂ. નું $\frac{૫}{૨}$ ,, ,, ($\frac{૫}{૨}$ ગણું) $\frac{૯ \times ૬૨૫ \times ૫}{૨ \times ૧૦૦ \times ૨}$ ,,

$$\frac{૯ \times \overset{૨૫}{\cancel{૬૨૫}} \times ૫}{૨ \times \underset{૪}{\cancel{૧૦૦}} \times ૨} = \frac{૧૧૨૫}{૧૬} = ૭૦\tfrac{૫}{૧૬}$$ રૂ., $\frac{૫}{\cancel{૧૬}} \times \frac{\cancel{૧૬}}{૧} = ૫$ આ.

રૂ. ૬૨૫-૦-૦ મુદ્દલ.          રૂ. ૭૦ - ૫ આ. વ્યાજ થયું.

રૂ. ૭૦-૫-૦ વ્યાજ

રૂ. ૬૯૫-૫-૦ વ્યાજ મુદ્દલ જવાબ.

ટીપ-વ્યાજના દાખલામાં મળ ધીરેલી રકમ મુદ્દલ ગણાય છે. વ્યાજ સાથે જે રકમ પાછી મળે તે વ્યાજમુદ્દલ અથવા રાશ કહેવાય છે.

## મનોયત્ન.

(૨૦) ૫ ટકા લેખે ૨½ વરસનું ૨૫૦ રૂ. નું વ્યાજ શું ?
(૨૧) ૪½ ,, ,, ૫ ,, ૪૨૫ રૂ. ,, ,,
(૨૨) ૬ ,, ,, ૩½ ,, ૧૦૦૦ રૂ. ,, ,,
(૨૩) ૯ ,, ,, ૩ ,, ૮૦૦ રૂ. ,, ,,
(૨૪) ૧૨ ,, ,, ૩½ ,, ૮૭૫ રૂ. ,, ,,
(૨૫) ૩⅓ ,, ,, ૪ ,, ૩૩૩ રૂ. ૫આ. ૪પા નું વ્યાજ શું ?
(૨૬) ૩¾ ,, ,, ૨ વરસ ૧૪૬ દિવસનું ૯૫૦ રૂ. નું વ્યાજ શું ?
(૨૭) ૬½ ,, ,, ૩ વરસ ૪ માસનું ૬૩૩ રૂ. ૫ આ. ૪ પા. નું વ્યાજ શું ?
(૨૮) ૩⅖ ટકા લેખે ૪ વરસ ૬ માસનું ૧૦૭૫ રૂા. નું વ્યાજ શું ?
(૨૯) ૬¼ ટકા લેખે રૂા. ૨૧૫ નું ૨ વરસનું વ્યાજ શું ?
(૩૦) ૫ ટકા લેખે ૨½ વરસનું ૬૩ રૂ. ૫ આ. ૪ પાઇનું વ્યાજ શું ?
(૩૧) ૬ ટકા લેખે ૩ વરસ ૪ માસનું ૧૨૬ રૂા. ૧૦ આ. ૮ પા. વ્યાજ શું ?
(૩૨) ૫ ટકા લેખે મે ૧૯ મી તારીખથી જુલાઇની ૩૧ મી તારીખ સુધીનું ૩૫૦ રૂા. નું વ્યાજ શું ?
(૩૩) ૩½ ટકા લેખે ૨૮ મી માર્ચથી ૨ જી નવેંબર સુધીનું ૬૨૫ રૂા. નું વ્યાજ શું ?

(૩૪) આજે ૮ રૂ. આપી એક પોસ્ટલ કેશ સર્ટિફિકેટ લેવાથી ૫ વરસે ૧૦ રૂ. મળે છે તો ૧૪૦ રૂ. ૫ વરસે મેળવવા માટે આજે શું ભરવું પડે?

(૩૫) મારી પાસે ૪૭૨ રૂપીઆ છે. તેનાં હાલ પોસ્ટલ કેશ સર્ટિફિકેટ લઉં તો પાંચ વર્ષ પછી કેટલા રૂપીઆ મળી શકે.

## (૨) દેશી વેપારી રીતે વ્યાજ.

આપણા દેશમાં વેપારીઓ વ્યાજનો દર ૧૦૦ રૂપીએ એક માસે અમુક આના નક્કી કરીને વ્યાજ ગણે છે. **આને અમુક આનાની તેરીખ કહે છે.** ૭ આનાની તેરીખે વ્યાજ એટલે ૧૦૦ રૂપીઆનું એક માસનું વ્યાજ ૬ આના ગણવું.

### મનોયત્ન.

**મોંએથી ગણો.**

(૩૬) ૬ આનાની તેરીખે ૬૦૦ રૂપીઆનું ૮ માસનું વ્યાજ કેટલું?
(૩૭) ૫ આનાની ,, ,, ૧૧ વરસનું ,, ,,
(૩૮) ૮ ,, ,, ,, ૩॥ માસનું ,, ,,
(૩૯) ૫॥ ,, ,, ,, ૧૦ ,, ,, ,,
(૪૦) ૧૨ ,, ,, ,, ૨ વરસ ૪ માસનું શું. ,,
(૪૧) ૬ ,, ,, ૩૦૦ રૂ. નું ૪ માસનું વ્યાજ કેટલું?
(૪૨) ૮ ,, ,, ૪૦૦ રૂ. નું ૫ ,, ,, ,,
(૪૩) ૧૦ ,, ,, ૩૦૦ રૂ. નું ૬ માસ ૮ દિ. ,,
(૪૪) ૯ ,, ,, ૮૦૦ રૂ. નું ૨ માસ ૧૦ દિ. ,,
(૪૫) ૪ ,, ,, ૧૦૦૦ રૂ. નું ૧ વરસનું ,, ,,

દા. ૨ જો. રૂ. ૪૩૭॥ નું ૮ આનાની તેરીખે ૬ મા. ૧૨ દિ. નું વ્યાજ મુદ્દલ કેટલું?

૧૨ દિ. = $\frac{12}{30}$ = $\frac{2}{5}$ માસ.

| | | |
|---|---|---|
| રૂ. ૧૦૦ | ૧ માસ | $\frac{1}{2}$ રૂ. વ્યાજ |
| રૂ. $\frac{875}{2}$ | ૬$\frac{2}{5}$ માસ. | ? |

રૂ. **૧૦૦** નું **૧** માસનું $\frac{૧}{૨}$ રૂ. વ્યાજ

$\therefore$ રૂ. $\frac{૮૭૫}{૨}$ નું „ $\frac{૧}{૨} \times \frac{૮૭૫}{૨} \times \frac{૧}{૧૦૦}$ રૂ. વ્યાજ

$\therefore$ રૂ. $\frac{૮૭૫}{૨}$ નું $\frac{૩૨}{૫}$ માસનુ $\frac{૧}{૨} \times \frac{૮૭૫}{૨} \times \frac{૧}{૧૦૦} \times \frac{૩૨}{૫}$ રૂ. વ્યાજ.

૪૩૭ રૂ.–૮ આ.–૦ મુદ્દલ $\frac{૮૭૫ \times ૩૨}{૨ \times ૨ \times ૧૦૦ \times ૫} = ૧૪$ રૂ. વ્યાજ

૧૪ રૂ.–૦ — ૦ વ્યાજ

૪૫૧ રૂ.–૮ આ.–૦ વ્યાજમુદ્દલ જવાબ.

### મનોયત્ન.

(૪૬) **૧૨** આનાની તેરીખે રૂ. **૫૨૫**નું **૩** વરસ **૨૦** દિવસનું કેટલું વ્યાજ મુદ્દલ થાય?

(૪૭) **૯** આનાની તેરીખે રૂ. **૪૭૫** નું **૨** વરસ **૪** માસનું વ્યાજ શું?

### (૩) નાની રકમનું વ્યાજ.

ખેડુત વર્ગ, મજુર લોકો કે ગરીબ માણસો જ્યારે નાની રકમોનાં દેવાં કરે છે ત્યારે તે રકમો ઘણી ખરી સોની અંદરનીજ હોય છે. તેથી તેનો વ્યાજનો દર **એક માસનો એક રૂપીઆ** ઉપરનો ઠરાવવામાં આવે છે. તેનું વ્યાજ દર માસે ગણવામાં આવે છે. તે વ્યાજ પૈસા, દોકડા, એમ હોય છે. **દોકડાની તેરીખ** એટલે **૧** રૂપીએ એક મહીને એક દોકડો વ્યાજ. **પૈસાની તેરીખ** એટલે **૧** રૂપીએ એક મહીને એક પૈસો વ્યાજ. આવા વ્યાજના દર હિસાબ ગણતાં ટકા કે આનાની તેરીખ કરતાં ઘણા મોટા થઈ જાય છે.

### મનોયત્ન.
### મોંએથી કરો.

(૪૮) **૧** દોકડાની તેરીખે **૧૦૦** રૂ. નું **૧** માસનું વ્યાજ કેટલા આના?

(૪૯) **૧** દોકડાની તેરીખે **૧૦૦** રૂ.નું **૧** વરસનું વ્યાજ કેટલું?

(૫૦) **૧॥** દોકડાની તેરીખે **૫૦** રૂ. નું **૧** માસનું વ્યાજ કેટલું?

(૫૧) બે પૈસાની તેરીખે **૨૦** રૂ. નું **૧** માસનું વ્યાજ કેટલું?

(૫૨) **૪** પાઇની તેરીખે **૩૬** રૂ. નું **૧** માસનું વ્યાજ કેટલું?

(૫૩) ૧ દોકડાની તેરીખ એટલે કેટલા આનાની તેરીખ? કેટલા ટકા લેખે વ્યાજ?

(૫૪) ૧ પૈસાની તેરીખ એટલે કેટલા આના લેખે વ્યાજ? કેટલા ટકા લેખે વ્યાજ?

**ગણી કાઢો.**

(૫૫) દોઢ પૈસાની તેરીખે ૬૪ રૂ. નું ૨॥ વરસનું વ્યાજ કેટલું?

(૫૬) બે દોકડાની તેરીખે ૧૫૦ રૂ. નું ૮ માસનું વ્યાજ કેટલું?

(૫૭) એક માણસને ૪૦ રૂપીઆ ૧૦ માસ માટે વ્યાજે લેવા છે. તો એક દોકડાની તેરીખે વ્યાજે લે તો શું વ્યાજ આપવું પડે અને ૨ પાઇની તેરીખે લે તો શું વ્યાજ આપવું પડે? એમાંથી શામાં અને કેટલું ઓછું વ્યાજ ભરવું પડે?

## પ્રકરણ ૩૩ મું.

### ચોરસમાપ.

કોઇ પણ વસ્તુની લંબાઇ, પહોળાઇ, ઉંચાઇ, જાડાઈ, ઉંડાઈ એ સ્થળ વચ્ચેનું અંતર વગેરે એક સીધી લીટીમાં માપ છે. તે **રેખા-માપ** કહેવાય છે. તેનું પરિણામ ઇંચ, ફૂટ, વાર, માઇલ, તસુ, ગજ વગેરેમાં દર્શાવાય છે. પણ જ્યારે કોઇ સપાટી, બાજુ, ભીંત, છત કે ઓરડાનું ભોંયતળીઉં, મેજ કે ચોપડીની બાજુ કે ખેતરનું માપ કાઢવાનું હોય ત્યારે તેને માટે **ચોરસ માપની** જરૂર પડે છે.

| ૧ ઇંચ. |
|---|
| ૧ ચોરચ ઇંચ |

૧ ઇંચ

એક ઇંચ લાંબો અને એક ઇંચ પહોળો ચોરસ પતરાનો કે કાર્ડબોર્ડનો એક કડકો કાપી કાઢો. એ કડકો એક ચોરસ ઇંચનો કહેવાય. ચોરસ માપ માપવાને આ કડકો ઉપયોગમાં આવે.

દીવાસળીના ડઝનની ઉપરની બાજુની સપાટી માપવી છે, તો આ ચોરસ ઇંચનો કડકો તેના ઉપર એક ખુણા આગળથી વારા

| ૧ ઇંચ=૧ ઇંચ | | ૩ ઇંચ |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૬ |
| ૭ | ૮ | ૯ |
| ૧૦ | ૧૧ | ૧૨ |

૪ ઇંચ

લંબાઇ = ૪ ઇંચ.
પહોળાઇ = ૩ ઇંચ.
ક્ષેત્રફળ = ૩ × ૪
= ૧૨ ચો. ઇંચ.

ફરતી ગોઠવતા જઇ ગણતા જઇએ. લંબાઇ ૪ ઇંચ અને પહોળાઇ ૩ ઇંચ છે તો પહેલાં ઉપરથી ગોઠવતાં આપણો ચોરસ ઇંચનો કડકો ત્રણ વાર પહેલી હારમાં ગોઠવાશે. પછી બીજી હારમાં પાછો ત્રણ વાર ગોઠવાશે. ત્રીજી હારમાં ત્રણ વાર અને ચોથી હારમાં ત્રણ વાર. બધું મળીને **૧૨** વાર ચો. ઇંચનો કડકો આવી રહેશે એટલે તે સપાટી **૧૨** ચો. ઇંચ થઈ કહેવાય. આ ઉપરથી આપણે જોયું કે **લંબાઇની** સંખ્યા જેટલી **હારો** થાય છે. અને દરેક હારમાં **પહોળાઈની** સંખ્યા જેટલા ચો. ઇંચ આવે છે. ત્રણ ત્રણ ચોરસની ચાર હારો થઇ. માટે ૩ × ૪ = **૧૨** ચોરસ થયા. આ ઉપરથી આવી લંબચોરસ સપાટીઓ માપવાની સહેલી રીત એવી નીકળી કે **લંબાઈની સંખ્યાને પહોળાઇની સંખ્યાએ ગુણવાથી ચોરસ માપ આવે. આ ચોરસ માપને ક્ષેત્રફળ કહે છે.**
**લંબાઇ × પહોળાઈ = ક્ષેત્રફળ**

## મનોયત્ન.

(૧) તમારા વર્ગના ટેબલની ઉપલી સપાટીનું ક્ષેત્રફળ કાઢો.
(૨) કાળાપાટીઆનું ક્ષેત્રફળ લખો.
(૩) નિશાળનો ઓરડો માપો. તેની લંબાઇ પહોળાઇ લખો.
(૪) તમારી ચોપડીની લંબાઇ, પહોળાઇ ઇંચમાં લખી તેનું ક્ષેત્રફળ કાઢો.

(૫) નીચેના લંબચોરસના માપ ઉપરથી તેમનું ક્ષેત્રફળ નક્કી કરો.

(अ) ૧૨ ઈંચ લંબાઇ, ૨ ઈંચ પહોળાઇ.

(ब) ૮ ઈંચ લંબાઇ, ૫ ઈંચ ,,

(क) ૨૧ ઈંચ લંબાઇ, ૧૨ ઈંચ ,,

(૬) રૂ. ૨ ની બે પૈસાવાળી પોસ્ટની ટીકીટોનો આખો કાગળ છે. લંબાઇની હારમાં કેટલી ટીકીટ છે? પહોળાઇની હારમાં કેટલી છે? બધું મળીને ટીકીટો કેટલી?

ઓરડા કે ખેતર જેવી વિશાળ જગા માપવાને ચોરસ ઈંચ બહુ નાનો પડે તેને માટે ચોરસ ફૂટ કે ચોરસ વારનું માપ લઇશું. એક પતરાંનો કડકો એક ફૂટ લાંબો અને એક ફૂટ પહોળો હોય તો તે એક ચોરસ ફૂટ કહેવાય. તેની લંબાઇ ૧૨ ઇંચ હોય અને પહોળાઇ પણ બાર ઇંચ હોય. હવે જો આપણે ચોરસ ઇંચ ગણીએ તો



દરેક હારમાં ૧૨ ચો. ઈંચ આવે અને તેવી બાર હારો થાય એટલે ૧૨ × ૧૨ = ૧૪૪ ચો. ઇંચ થયા માટે ૧ ચો. ફૂટ = ૧૪૪ ચો. ઇંચ

ઉપરની આકૃતિમાં જો ૧ ઇંચ = ૧ ફૂટનો સ્કેલ લઇએ તો આપણી ત્રણ ઇંચની ચોરસ આકૃતિ ત્રણ ફૂટ અથવા ૧ વારનો ચોરસ ગણાય. એટલે આખી આકૃતિ એકવાર લાંબી અને એક વાર પહોળી હોવાથી ૧ ચોરસવાર થઈ અને તેમાંની વધારે ધોળી લીટીઓથી તેના ચોરસ ફૂટ પડી જાય છે. માટે ૧ ચોરસવાર = ૩ × ૩ = ૯ ચો. ફૂટ થાય.

**ટીપ** – ઉપરની આકૃતિની દરેક બાજુ માપથી ત્રણ ઇંચની છે માટે તે આકૃતિ **ત્રણ ઇંચ ચોરસ** કહેવાય પણ તેનું ક્ષેત્રફળ ૩ × ૩ = ૯ **ચોરસ ઇંચ** થાય.

આકૃતિમાં ફક્ત ઉપલી એકજ હારનું ક્ષેત્રફળ ગણીએ તો ૩ × ૧ = ૩ **ચો. ઇંચ થાય.**

આ ઉપરથી ત્રણ **ઇંચ ચોરસ** અને ત્રણ **ચોરસ ઇંચનો** ભેદ ધ્યાનમાં રાખવો.

ત્રણ ઈંચ ચોરસ = ૩ × ૩ = ૯ ચોરસ ઇંચ.
ત્રણ ચોરસ ઇંચ = ૩ × ૧ = ૩ ચોરસ ઈંચ.
ચાર ઇંચ ચોરસ = ૧૬ ચો ઇંચ થાય.

આ પ્રમાણે ચોરસ માપના કોષ્ટકો નીચે મુજબ **થયાં.**

(૧૨ × ૧૨) = ૧૪૪ ચો. ઇંચ = ૧ ચો. ફૂટ
(૩ × ૩) = ૯ ચો. ફૂટ = ૧ ચો. વાર
(૧૧ × ૧૧) = ૧૨૧ ચો. વાર = ૧ ગુંઠો.
(૨૨ × ૨૨) = ૪૮૪ ચો. વાર = ૧ ચો. સાંકળ
૪૦ ગુંઠા = ૧૦ ચો. સાંકળ = ૧ એકર
૪૮૪૦ ચો. વાર = ૧ એકર.
૧ ચોરસ માઇલ = ૧૭૬૦ × ૧૭૬૦ ચો. વાર.
= ૬૪૦ એકર.

## મનોયત્ન.

(૭) એક લંબચોરસ જમીનના કકડાની લંબાઈ ૪૦ વાર છે અને પહોળાઈ ૨૦ વાર છે તો તેનું ક્ષેત્રફળ કેટલું ?

(૮) એક મેજની લંબાઇ ૫ ફૂટ ૩ ઇંચ છે અને પહોળાઇ ૪ ફૂટ છે તો તેનું ક્ષેત્રફળ કેટલું ?

તે મેજ ઉપર ચોઢવાને કેટલો કાગળ જોઇશે ?

દા. ૧ લો. ૧૮ ફૂટ પહોળી અને ૧૧ ફૂટ ઉંચી ભીંત રંગવાની છે. રંગવાનું ખર્ચ દર ચો. ફૂટે અરધા આના લેખે શું થાય ?

ક્ષેત્રફળ = લં. × પ

ભીંતનું ક્ષેત્રફળ = ૧૮ × ૧૧ ચો. ફૂટ.

= ૧૯૮ ચો. ફૂટ.

૧ ચો. ફૂટનું ખર્ચ $\frac{૧}{૨}$ આનો

∴ ૧૯૮ „ „ $\frac{૧}{૨}$ × ૧૯૮

$\frac{૧}{૨}$ × $\frac{૧૯૮}{}$ (૯૯) = ૯૯ આ. = ૬ રૂ. ૩ આ,

૬ રૂ. ૩ આ. જવાબ.

દા. ૨ જો. એક વાડીની લંબાઈ ૪૨ વાર છે અને પહોળાઇ ૩૨ વાર છે. તેની જમીન ઉપર પત્થર જડાવવાના છે. પત્થર જડવાનું ખર્ચ ૧૦૦ ચો. ફૂટે ૩૧$\frac{૧}{૪}$ રૂપીઆ થાય છે તો કુલ ખર્ચ કેટલું થાય ?

ક્ષેત્રફળ = લં × પ

= ૪૨ × ૩૨ ચો. વાર.

= ૧૩૪૪ ચો. વાર.

= ૧૩૪૪×૯ ચો. ફૂટ.

૧૦૦ ચો. ફૂટના ૩૧$\frac{૧}{૪}$ રૂ. ખર્ચ થાય.

∴ ૧ ચો. ફૂટના $\frac{૧૨૫}{૪} \times \frac{૧}{૧૦૦}$ ,, ,,

∴ ૧૩૪૪ × ૯ ,, $\frac{૧૨૫ \times ૧ \times ૧૩૪૪ \times ૯}{૪ \times ૧૦૦}$

$$\frac{૧૨૫ \times ૧૩૪૪ \times ૯}{૪ \times ૧૦૦}$$

૩૭૮૦ રૂ. જવાબ.

દા. ૩ જો.

દાખલા બીજામાં બતાવેલી વાડીમાં ચોઢવાના પત્થરોનું માપ ૨ ફૂટ × ૧॥ ફૂટનું હોય તો કુલ કેટલા પત્થર જોઈએ ?

ક્ષેત્રફળ = ૧૩૪૪ × ૯ ચો. ફૂટ.

દરેક પત્થરનું માપ = ૨ × ૧॥ = ૩ ચો. ફૂટ.

માટે ૧૩૪૪ × ૯ ચો. ફૂટમાં $\frac{૧૩૪૪ \times ૯}{૩}$ = ૪૦૩૨ પત્થર જોઇએ.

૪૦૩૨ પત્થર જવાબ.

## મનોયત્ન अ.

(૯) ૨૦ ફૂટ લાંબા અને ૬ ફૂટ ૬ ઇંચ પહોળા પાણીઆરામાં જડવાને ૬ ઇંચ ચોરસ પત્થર કેટલા જોઇએ ?

(૧૦) એક પત્થરની કિંમત ૨ આના ૩ પાઈ હોય તો કેટલી કિંમતના પત્થર જોઇએ ?

(૧૧) પત્થરને બદલે ૬ ઇંચ ચોરસ ૧ ધોળો અને ૧ કાળો એમ બે રંગના ટાઇલ્સથી જમીન શણગારવી હોય, અને ધોળા ટાઇલ્સની કિંમત રૂ. ૧$\frac{૧}{૨}$ એ ડઝન અને કાળા ૨ રૂ. ૪ આને ડઝનના ભાવથી મળે તો કેટલો ખર્ચ થાય ?

(૧૨) ૧ ફૂટ ૬ ઇંચના ચોરસ પાટીઆમાં ૬ ઈંચ લાંબાં અને ૩ ઇંચ પહોળાં સીસમના પાટીઆં એક એકને આંતરે જડવાને સીસમનું પાટીઉં કેટલું જોઇશે ? ( ચિત્ર દોરો )

(૧૩) ૨૦ ફૂટ લાંબી અને ૧ ફૂટ ૬ ઈંચ પહોળી એવી ભીંતના

એક થરમાં ૧૦ ઇંચ લાંબી અને ૪ ઇંચ પહોળી એવી કેટલી ઈંટો જોઇએ ? ઈંટોનો ભાવ ૧૬ રૂપીએ હજારનો હોય તો એવી ભીંત માટે જોઇતી ઇંટોની કિંમત શી પડે ?

(૧૪) ૪ ઇંચ ચોરસ આકૃતિમાં ૧ ચોરસ ઇંચ જેવડી આકૃતિ કેટલી વખત સમાય ?

(૧૫) એક ચોરસવારની આકૃતિ સ્કેલથી દોરો અને તેમાં ચોરસ ફૂટ દર્શાવો?

(૧૬) ૩ ઇંચ લંબાઇનો અને ૬ ચો. ઈંચ ક્ષેત્રફળ હોય એવો લંબ ચોરસ દોરો. પહોળાઇ કેટલી ?

(૧૭) એક ઓરડાની લંબાઇ ૧૮ ફૂટ છે અને ક્ષેત્રફળ ૧૮૯ ચો. ફૂટ છે. તો ઓરડાની પહોળાઇ કેટલી ?

(૧૮) એક એકર ક્ષેત્રફળ હોય એવા ચોરસ ખેતરની લંબાઇ ૧૧૦ વાર હોય તો પહોળાઇ કેટલાવાર થાય ?

---

(૧૯) ૨૨ ફૂટ લાંબા અને ૧૫ ફૂટ પહોળા ઓરડામાં પાથરવાને કેટલા ક્ષેત્રફળની શેતરંજી જોઇએ ?

(૨૦) ૬ ફૂટ પનાની કેટલી લાંબી શેતરંજી જોઇએ ?

(૨૧) એવી શેતરંજી ૩ રૂ. ૬ આને વાર મળતી હોય તો આખા ઓરડા માટેની શેતરંજી પાથરવાને કેટલો ખર્ચ થાય ?

---

(૨૨) ૧૬ ફૂટ ૬ ઇંચ લાંબી અને ૧૦ ફૂટ ૬ ઇંચ ઉંચી ભીંત, ૧ આને ચોરસ ફૂટ પ્રમાણે રંગાવવાને શું ખર્ચ થાય ? એ ભીંતમાં ૬ ફૂટ ઉંચાઈ અને ૨॥ ફૂટ પહોળાઇનાં બે બારણા છે તો ભીંત રંગાવવાનો શું ખર્ચ થાય ?

(૨૩) તમારી નિશાળના બગીચાનું ક્ષેત્રફળ કાઢો. તેમાં ૫૦ ચો. ફૂટમાં એક ગાડું એ હિસાબે કેટલાં ગાડાં ખાતર જોઇશે ?

(૨૪) એક ઓરડામાં ૬ ફૂટ લંબાઇ અને ૨$\frac{1}{2}$ ફૂટ પહોળાઇનાં બે બારણાં અને ૪ ફૂટ લંબાઇ અને ૨$\frac{1}{2}$ ફૂટ પહોળાઈની બે

બારી ઘડાવવાને શું ખર્ચ થશે ? ( ૧ ચો. ફૂટની કિંમત ૧૪ આના મજુરી સાથે )

## ઘનમાપ.

એક ઘનાકાર વાસણમાં વચ્ચેની ખાલી જગામાં કેટલું પાણી ભરી શકાય તેનું **માપ**, એક પેટીમાં બીજી નાની પેટીઓ કેટલી જગા રોકે તેનું **માપ**, લાકડાનું બીમ લઇએ તેમાં કેટલું લાકડું છે તેનું માપ વગેરે માપો **ઘનફળ** કહેવાય છે અને તેનું માપ ઘનમાપની રીતે કઢાય છે. આ રીતથી કોઈ પણ નક્કર પદાર્થનું કે કોઇ પોલી વસ્તુની અંદરના પોલાણનું માપ કઢાય છે.




એક લાકડાનો ઘન એક ઇંચ લાંબો, એક ઇંચ પહોળો અને એક ઇંચ ઉંચો હોય તો તે એક ઘનઇંચ લાકડું કહેવાય અને પેટીમાં તે કડકો મૂકીએ તો તેણે એક ઘનઈંચ જગા રોકી કહેવાય. તે કડકો બરોબર માઇ રહે તેવી પતરાંની એક પેટી હોય તેમાં એક ઘનઇંચ પાણી માય છે એમ કહેવાય. આવા જેટલા કડકા માય કે કાપી કઢાય તેટલું ઘનફળ આપેલી વસ્તુનું કહેવાય.

દા. એક દીવાસળીનું ડઝન ૩ ઇંચ લાંબું, બે ઇંચ પહોળું અને ૪ ઇંચ ઉંચું છે તો તેનું ઘનફળ કાઢો.

આકૃતિ સ્કેલ ૧ ઇંચ = $\frac{૧}{૨}$ ઇંચ




ઉપરની બાજુ ૨×૩=૬ ચો.ઇંચ છે માટે એક એક ઘનઇંચ જેવડા છ કડકા ઉપરના થરમાં થાય.

ઉંચાઈ ચાર ઇંચ છે તેથી તેવા ચાર થર છ છ ઘનઇંચના મળીને કુલ ૨૪ ઘનઇંચ થાય.

માટે ઘનફળ કાઢવા લંબાઇ, પહોળાઇ અને ઉંચાઇના સંખ્યાનો ગુણાકાર કરવો. અને આવે તે ઘનમાપ જાણવું.

લંબાઇ = ૩ ઇંચ

પહોળાઇ= ૨ ઇંચ

ઉંચાઇ = ૪ ઇંચ

અને ઘનફળ=લંબાઇ × પહોળાઇ × ઉંચાઇ

= ૩×૨×૪

= ૨૪ ઘનઇંચ જવાબ

### મનોયત્ન ૫.

**નીચે બતાવેલા માપની ઘનાકાર પેટીઓનું ઘનફળ શું ?**

(૧) ૩ ફૂટ પહોળાઈ, ૬ ફૂટ લંબાઇ, ૧ ફૂટ ઉંચાઇ

(૨) ૨ ફૂટ ૬ ઇંચ ,, ૩ ફૂટ લંબાઇ, ૧ ફૂટ ૬ ઇંચ ઉંચાઇ

(૩) ૧ વાર પહોળાઇ, ૫ ફૂટ લંબાઇ, $\frac{૧}{૨}$ ફૂટ ઉંચાઇ

(૪) ૬ ઇંચ પહોળાઇ, ૧૦ ફૂટ લંબાઈ, ૧૨ ઇંચિ ઉંચાઇ

(૫) એક ટાંકી ૫ ફૂટ લાંબી, ૨ ફૂટ ૬ ઇંચિ પહોળી અને ૨ ફૂટ ઉંડી છે. તેમાં કેટલા ઘનફૂટ પાણી માય?

(૬) એક પેટી ૧ ફૂટ ૬ ઇંચ લાંબી, ૯ ઇંચ પહોળી અને ૬ ઇંચ ઉંચી છે. તેમાં ૧ ઘનઇંચ ઘનફળના કેટલા ઘન માય?

(૭) એક નિશાળનો ઓરડો ૧૫ ફૂટ લાંબો, ૧૦ ફૂટ પહોળો અને ૧૨ ફૂટ ઉંચો છે. તેમાં કેટલા ઘનફૂટ હવા માય? તે ઓરડામાં ૨૦ વિદ્યાર્થી બેસે તો દરેક વિદ્યાર્થી દીઠ કેટલા ઘનફૂટ હવા મળે?

(૮) એક ગાડામાં ૪ ફૂટ લંબાઇ, ૨ ફૂટ ૬ ઇંચ પહોળાઇ અને ૧ ફૂટ ઉંચાઇ, જેટલા પથરા લાવી શકાય, તો ૧ પ્રાસ પથરા લાવવાને કેટલાં ગાડાંનો જરૂર પડશે?

(૯) એક ઘાસની ગાંસડીનું માપ ૪ ફૂટ લંબાઇ ૪ ફૂટ પહોળાઈ અને ૨ ફૂટ ઉંચાઇ છે. ૧૬ ફૂટ પહોળાઇ, ૧૬ ફૂટ લંબાઇના માપના ગોડાઉનમાં ૧૨ ફૂટની ઉંચાઇ સુધીમાં એવી કેટલી ગાંસડી મૂકી શકાય?

(૧૦) તમારા ઓરડામાં કેટલા ઘનફૂટ હવા છે?

(૧૧) એક લાકડાનો પાટડો ૩ વાર લાંબો, ૨ ફૂટ પહોળો અને ૧ ફૂટ જાડો છે. તેમાંથી ૩ વાર લંબાઇના ૬ ઇંચ પહોળા અને ૩ ઇંચ જાડા એવા કેટલા કટકા વેરી શકાશે?

(૧૨) ૧૦ ફૂટ ઉંડી ૮ ફૂટ લાંબી અને ૪ ફૂટ ૬ ઇંચ પહોળી એક ટાંકી પાણીની ભરેલી છે તેમાંથી ૩ ફૂટ પહોળી, ૩ ફૂટ લાંબી અને ૪ ફૂટ ઉંડી એ માપની નાની ટાંકી કેટલી ભરી શકાય?

(૧૩) એક નળામાં ૯$\frac{૯}{૨}$ ઘનફૂટ કેરોસીન છે તેમાંથી ૧ ફૂટ ઉંચા $\frac{૩}{૪}$ ફૂટ પહોળા અને $\frac{૩}{૪}$ ફૂટ લાંબા એવા કેટલા ડબ્બા ભરી શકાશે?

# પ્રકરણ ૩૪ મું.

## નામું.

દરેક માણસે પોતાના પૈસાનો હિસાબ રાખવો જરૂરનો છે જે માણસ હિસાબ ન રાખે તેને પોતાની આવક કેટલી છે, પોતાનું ખર્ચ કેટલું છે તથા કેટલું નકામું ખર્ચ બચાવી શકાય તેવું છે તેની કાંઈ ખબર પડતી નથી. ઘણીવાર તો તે પોતાની આવક કરતાં વધારે ખર્ચ કરી નાખે છે અને પછી મૂશ્કેલીમાં આવી પડે છે. વળી પોતાનું બીજા પાસે લ્હેણું હોય તો તેની પણ તેને ખબર રહેતી નથી તેના પૈસા બીજા ન આપે તો પણ તેના લ્હેણાનો તેની પાસે દાખલો હોતો નથી. પોતાને કેટલું દેવું છે તે પણ તેની ધ્યાનમાં રહેતું નથી. આ બધું જાણવા માટે અને પોતાની સ્થિતિ સંભાળીને રહેવા માટે પોતાની લેવડ દેવડનો તેમજ પોતાના ઉપજ ખર્ચનો સાદો હિસાબ રાખવાની જરૂર છે.

સાદા હિસાબની ચોપડીમાં પાનાના બે સરખા ભાગ કરી ડાબી બાજુને જમે બાજુ કહે છે અને જમણી બાજુને ઉધાર બાજુ કહે છે, પહેલાં એક ખાતું પાડી તેમાં તારીખ લખે છે અને પછી તે તારીખની લેવડ દેવડ તે હિસાબમાં નોંધાય છે.

પહેલાં આપણી પાસે જે કાંઈ હોય તે સિલક તરીકે જમે બાજુએ અને જે કાંઇ આપણને મળે તે જમે બાજુએ અને જે કાંઇ આપણે ખર્ચ કરીએ કે બીજાને આપીએ તે ઉધાર બાજુએ લખાય.

છેવટે થોડા દહાડા પછી જમે અને ઉધારની બાજુઓનો સરવાળો કરી જોઇએ અને આપણી પાસે જે રકમ બાકી આપણી પેટીમાં રહી હોય તે ઉધાર બાજુએ સિલક ખાતે લખીએ. પછી ઉધાર બાજુની રકમ અને આપણી સિલકનો સરવાળો કરીએ તે જમે બાજુ જેટલોજ બરોબર થઇ રહે તો હિસાબ ખરો જાણવો. જો સિલક ઉમેર્યા પછી ઉધાર બાજુનો સરવાળો જમે કરતાં ઓછો થાય તો જાણવું કે કોઈક રકમ ઉધાર બાજુએ લખવી રહી ગઈ છે.

**જુલાઇ માસનો મેળનો નમૂનો નીચે મુજબ—**

| | આવક | | | | જાવક | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| જ | | | | | ઉ | | | |
| તા. | સિલકમાં હતા. | ૧ | ૫ | ૬ | ચોથી ચોપડી લીધી તેના | ૦ | ૬ | ૦ |
| ૧ | બાપાએ આપ્યા | ૦ | ૮ | ૦ | ત્રણ પેન્સીલો લીધી તેના | ૦ | ૧ | ૬ |
| | સ્કોલરશીપનાઆવ્યા | ૩ | ૦ | ૦ | કાગળ કોરા નોટો બાં- | | | |
| | | | | | ધવા ધા. ૪, ૨ાા | | | |
| | | | | | આના લેખે | ૦ | ૧૦ | ૦ |
| | | | | | ફીના આપ્યા | ૦ | ૪ | ૦ |
| | | | | | પગરખાં લીધાં | ૧ | ૬ | ૦ |
| ૨ | વરઘોડામાંથી પસા | | | | છત્રી એક લીધી | ૧ | ૩ | ૦ |
| | મળ્યા | ૦ | ૩ | ૦ | કોપી બુક નં. ૧ | ૦ | ૧ | ૯ |
| | માસીબાએ આપ્યા | ૦ | ૪ | ૦ | ટોપી એક લીધી | ૦ | ૪ | ૦ |
| ૬ | જુની નોટો અને કા | | | | ટપાલનાં કવર બે તથા | | | |
| | ગળો વેચ્યા તેના | ૦ | ૨ | ૦ | ત્રણ કાર્ડ લીધાં | ૦ | ૩ | ૬ |
| | કસરતનું ઇનામ મળ્યું | ૦ | ૮ | ૦ | દડો એક રમવા માટે | | | |
| | | | | | લીધો | ૦ | ૩ | ૦ |
| | | | | | ભાઇ મોહનને ઉછીના | | | |
| | | | | | આપ્યા | ૦ | ૦ | ૬ |
| | | | | | ટપાલની ચોપડીનાં જમે | | | |
| | | | | | મૂકયા | ૧ | ૦ | ૦ |
| | | | | | કુલ જાવક | ૫ | ૧૧ | ૩ |
| | | | | | બાકી સિલક રહી | ૦ | ૩ | ૩ |
| | કુલ આવક | ૫ | ૧૪ | ૬ | | ૫ | ૧૪ | ૬ |

જો વધી જાય તો જાણવું કે કોઇક રકમ જમે બાજુએ લખવી રહી ગઇ છે. અને તે મુજબ સંભારીને તે રકમો લખી દેવી. ફરીથી પાછો નવે પાને હિસાબ શરૂ કરીએ ત્યારે પાછળની સિલક જમે

બાજુએ લખીને શરૂઆત કરવી. કોઇપણ વખતે હિસાબ તપાસી જોવો હોય તો જમે ઉધારના સરવાળા કરીને સિલક બરોબર મળે છે કે નહિ તે જોવું.

## મનોયત્ન.

નીચેની રકમો જમે કે ઉધાર બાજુએ લખવી તે કહો.

૦–૮–૦ સિલક.

૦–૫–૦ ની ચોપડી આણી.

૦–૨–૦ આંધળાને દાનમાં આપ્યા.

૧–૪–૦ ઇનામ મળ્યા.

૦–૫–૩ પર્યટણમાં ભાગે પડતા આપ્યા.

૦–૪–૦ નોટ લીધી.

૨–૦–૦ વરસગાંઠને દહાડે કાકાએ ભેટ આપી.

**મેળ દોરી નીચેની રકમો લખીને સિલક કાઢો.**

**(૧) સપટેમ્બર માસ**

તા. ૫ રૂ.૨૫–૦–૦ સિલક આગલા માસની.

પુસ્તકો આણ્યાં ૮ પાંચમી ચોપડી દરેકની કિંમત ૦–૮–૬, ૧૫ ગણિત, દરેક નંગની કિં. ૦–૮–૦, ૨ ડઝન નોટો, રૂ. ૦–૧૫–૦ ડઝનના ભાવની. ૧–૪–૦ કમીશન મળ્યું. ધોરણ ૪ ના વિદ્યાર્થીઓ પાસેથી રૂ. ૧૦–૧૨–૦ આવ્યા.

તા. ૫ ૧ રીમ કાગળ આણ્યા–૨ આને ધા પ્રમાણે

તા. ૬ ધોરણ ૪ના વિદ્યાર્થીઓને તેમની યાદી પ્રમાણે રૂ.૧૦–૧૦–૦ નાં પુસ્તકો આપ્યાં.

તા. ૧૫ પહેલા ધોરણના માસ્તર સાહેબને અડધો ધા કાગળ ૨ આના લઇ આપ્યા.

તા. ૨૦ રૂ. ૫–૦–૦ ધો. ૫ના વિદ્યાર્થીઓ પાસેથી પુસ્તકો માટે આવ્યા.

તા. ૨૨ રૂ. ૧-૦-૦ વિદ્યાર્થીઓની ઉજાણીના ફંડમાં આપ્યા.

તા. ૨૩ ૦-૫-૦ ડઝનના ભાવે પેન્સીલ ૨ ગ્રોસ ૩ ડઝન આણી.

તા. ૨૪ ૦-૬-૦ ડઝનના ભાવે ૧૦૮ વિદ્યાર્થીને દરેકને ૧ નંગ પેન્સીલ આપી.

૦-૬-૦ ડઝનના ભાવે ૧ ગ્રોસ રબર આણ્યાં.

૦-૦-૯ પાઇનું ૧ પ્રમાણે ૬ ડઝન રબર વિદ્યાર્થીઓને વેચ્યાં.

તા. ૨૫ એક વિદ્યાર્થીને ચોથી ચોપડી ૦-૬-૦, ગણિત ૦-૮-૦, ૧ પેન્સીલ ૦-૦-૬, રબર ૦-૦-૯ નાં આપ્યાં.

(૨) ઉપરની રકમો ઉપરથી આણેલાં અને વેચેલાં પુસ્તકોની યાદી બનાવો.

(૩) ધોરણ ચોથાના વિદ્યાર્થીઓનો હિસાબ નક્કી કરો. પેન્સીલ રબરની યાદી બનાવો અને સિલક કાઢો.

(૪) ૧૫ વિદ્યાર્થીની એક ટુકડી ઉજાણીએ ગઇ. તેના ખર્ચનો હિસાબ લખો; અને વિદ્યાર્થી દીઠ શો ખર્ચ આવશે તે નક્કી કરો.

(૫) તમારા બાપા તમને ૧૫ રૂપીઆ ઘરમાં વસ્તુઓ લાવવા આપી પરગામ ગયા. પાંચ દિવસ પછી પાછા આવ્યા તમે પાંચ દિવસ ઘર ચલાવ્યું તેનો હિસાબ લખો.

# પ્રકરણ ૩૫ મું.

## ભૂમિતિ વિભાગ—

### (૧) વર્તુળ, ખૂણા દિશાઓ.




આ સાથેની કંપાસની આકૃતિ છે. તેમાં अ બિંદુ તેનું મિજાગરૂં છે. अ ब કંપાસનું એક પાંખીઉં છે તે તેની તેજ જગાએ રાખીએ છીએ. अ क બીજું પાંખીઉં છે તેને મીજાગરા ઉપર ગોળ ફેરવતા જઇએ છીએ. એમ ફેરવતાં अ આગળ બે પાંખીઆં વચ્ચે જે ખાંચો પડે છે તેને ખુણો કહે છે. જેમ જેમ अ क ને આગળ ફેરવતા જઇએ તેમ તેમ તે ખુણો મોટો ને મોટો થતો જાય છે. જ્યારે ૨ આગળ તે પાંખીઉં આવે છે ત્યારે તે ખુણો ઘણો પહોળો થઇ છેવટે ब अ ૨ક સીધી લીટી બની જાય છે. જેમ જેમ હજુ अ क ને આગળ ફેરવીએ છીએ તેમ પાછો નીચેની બાજુએ મોટો ખુણો થઇ નાનો ને નાનો થતો જાય છે અને જ્યારે આખું વર્તુળ ફરીને अ क પાંખીઉં अ ब સાથે મળી જાય છે ત્યારે ખુણો તદ્દન બંધ થઇને લીટી બની જાય છે. આ રીતે अ क આખું વર્તુળ ફરીને જુદી જુદી રીતે अ ब સાથે ખુણા કરે છે અને क બિંદુનો માર્ગ બરોબર વર્તુળ થાય છે. ब ૨ક અને ૧, ૩, લીટીઓ વર્તુળના વ્યાસ કહેવાય છે.




આખા વર્તુળના ચાર સરખા ભાગ કર્યા તો ચાર સરખા ખુણા થયા. તે આવા દરેક ખુણાને કાટખુણો કહે છે. (**ब अ १**) કાટખુણો છે. ( કોઇપણ કાગળના કડકાને બેવાર ધારો મેળવીને સળ પાડવાથી સહેલાઇથી કાટખુણા બનાવી શકાશે. ) ઘરમાં, ચોપડીઓ ઉપર, એમ બધે કાટખુણાજ હોય છે.

કંપાસની આકૃતિમાં **क** જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં **अ ब** સાથે થતો ખુણો (**ब अ क**) કાટખુણા કરતાં નાનો છે માટે તેવાં ખુણા સાંકડા ખુણા કહેવાય છે.

અને (**ब अ क**) કાટખુણા કરતાં મોટો છે.માટે પહોળો ખુણો કહેવાય છે.

**ખુણાનાં માપ.**

આખા ગોળના ૩૬૦ ભાગ કર્યા છે અને દરેક ભાગને અંશ કહે છે.

અર્ધા ગોળના ૧૮૦° છે ( અંશ લખવા માટે આંકડાની ઉપર ० મીંડુ લખાય છે. )

**પા** ગોળ એટલે કાટખુણામાં ૯૦° થાય.

ખુણાનું **માપ નક્કી** કરવા આવું કોણમાપક યંત્ર હોય છે:



**ब अ क** (૧) અથવા **ड अ क** (૨) ખુણાઓ માપવાને કોણમાપકયંત્ર આકૃતિમાં બતાવ્યા પ્રમાણે ગોઠવવું. પછી એક લીટીથી બીજી લીટી સુધીમાં કેટલા અંશ છે તે ગણવા **ब अ क** ખુણામાં **अ ब** થી **अ क** સુધીમાં ૪૦° છે. માટે તે ખુણો ૪૦ અંશનો કહેવાય.

**ड अ क** ખુણામાં **ड अ** થી **अ क** સુધીમાં ૧૪૦° છે. માટે તે ખુણો ૧૪૦° અંશનો કહેવાય.

## મનોયત્ન.

(૧) તમારો કંપાસ ફૂટપટી પર મૂકી પેન્સીલની અણી અને લોખંડની અણી વચ્ચે ૧ ઇંચનું માપ લો અને વર્તુલ દોરો.

(૨) એક જગાએ લોખંડની અણી મૂકીને એક વખત ૨ ઇંચ કંપાસમાં માપ લઇને, પછી ૩ ઇંચ માપ લઇને અને પછી ૩½ ઇંચ માપ લઇને ૩ વર્તુલ દોરો. ૧ લા વર્તુલથી બીજો અને ત્રીજો કેટલા દૂર છે ? બીજાથી ત્રીજો કેટલો દૂર છે ?

(૩) એક પાંગરમાં પાંચ બળદ બબ્બે ફૂટને અંતરે ફરે છે તેમને ફરવાનો માર્ગ કાગળમાં દોરી બતાવો. ( ૧ ફૂટ = ¼ ઇંચ સ્કેલ માપ લો. )

(૪) પૈસા ઉપર ધારપર એક નિશાની કરો અને ફૂટપટી પર પૈસાને પાછી નિશાની આવે ત્યાં સુધી ગોળ ફેરવો. કેટલું માપ થયું ?

(૫) એક માળી પાસે ૧૫ ફૂટ દૂર પાણી છંટાય એવી નળી છે. નળની આજુબાજુ કેટલી જગાના છોડને પાણી છાંટી શકાય તે બતાવવા વર્તુળ દોરો. ( ૧ ફૂટ = $\frac{1}{10}$ ઇંચ સ્કેલ માપ લો).

(૬) બે છોકરાઓ રંગની પીચકારી લઇ ૭ ફૂટને અંતરે ઉભા છે. ૧ છોકરાની પીચકારી ૧૦ ફૂટ સુધી ઉડે છે અને બીજાની પાંચ ફૂટ સુધી ઉડે છે. બન્ને પીચકારીનો રંગ લાગે તે જગાનું ચિત્ર દોરો. ( ૧ ફૂટ=⅛ ઇંચ સ્કેલ માપ લ્યો. )

(૭) એક વર્તુળ દોરીને ગોળ કાગળ કાપી કાઢો. ધારપર ધાર

